સ્વ. કવિ કાન્ત કૃત

# બે નાટકો

## : : રોમન સ્વરાજ્ય : :

અને

## : : ગુરૂ ગોવિંદસિંહ : :

મળવાનાં સ્થળો

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર.
વર્ધમાન ઍન્ડ સન્સ : પાયધુની, મુંબઈ ૩.
એલ. કે. મેઘાણી : ૧૪, અમરતલા, કલકત્તા.
રાષ્ટ્રીય સાહિત્ય મંદિર : રાજકોટ.

સ્વ. કવિ કાન્ત

# બે નાટકો

સંપાદક : સુનિલકુમાર મણિશંકર ભટ્ટ

# સમર્પણ

નેક નામદાર સ્વ. રાઓલ શ્રી

ભાવસિંહજી તખ્તસિંહજી ગોહેલ

મહારાજા સા. ભાવનગર.

જેમની પ્રેરણાથી આ નાટકો લખાયાં, જેમની સહાનુ-ભૂતિથી એક સ્હેજ ફેરફાર સાથે ભજવાયું, અને જે નાટક પ્રકટ થતાં જોવાને જેઓ આજે સૃષ્ટિ ઉપર નથી, તેવા કલારસિક, સાહિત્યપ્રિય મહારાજાને આ નાટકો અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું.

લિ૦

મુનિકુમાર મણિશંકર ભટ્ટ

# પ્રસ્તાવના

મ્હારા સ્નેહી ભાઇશ્રી અમૃતલાલભાઇની મમતાથી આજે આ બે નાટકો હું પ્રકટ કરી શકું છું, તેથી આનંદ થાય છે. એક ત્રીજું સલીમશાહ નામનું પણ છે, છતાં અનિવાર્ય કારણોને લઇને તે આ સાથે જ પ્રકટ થઇ શકતું નથી. ભવિષ્યમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પાડવા સમય આવશે ત્યારે તે નાટક પણ બહાર પાડવાનો ઇરાદો છે.

રોમન સ્વરાજ્ય નાટક, ભાવનગરના સ્વ. મહારાજાની કલા પ્રત્યેની અભિરુચિને લીધે " ઝાલીમ ટુલિયા " નામથી ઘણા જૂદા સ્વરૂપે ભજવાયું હતું.

ગુરૂ ગોવિન્દસિંહ લખાયા પછી તેમાં ફેરફાર કરવાનો છેક અંત સુધી કર્ત્તાનો ઇરાદો હતો. પંજાબ અને કાશ્મીરના સ્વ. કર્ત્તાના પ્રવાસ દરમિયાન તેમણે શીખ ધર્મ અને શીખ ઇતિહાસનો અભ્યાસ ખાસ એ માટે કર્યો હતો. તે ઉપરાંત કેટલીએક એ નાટકમાંની વિગતોમાં પણ ઐતિહાસિક દૃષ્ટિએ તેમણે ફેરફાર કરવા ધાર્યા હતા, દરમિયાન તા. ૧૬મી જૂન ૧૯૨૩ને દિને લાહોરમાં તેઓ વિદેહ થયા. માટે આ નાટક મૂળમાં જેવું હતું તેવું જ જરાપણ ફેરફાર વિના રજૂ કરું છું.

આ જગ્યાએ એ નાટક સંબંધી શાસ્ત્રીય દૃષ્ટિએ કશું વિવેચન કોઇને ઇષ્ટ જણાય છતાં, એ મહત્ત્વનું કાર્ય કોઇ વધારે યોગ્ય પુરુષનું છે ગણીને એટલું કરવાનું પણ પ્રસ્તાવનાના લેખકે યોગ્ય ધાર્યું નથી.

ભાઇશ્રી અમૃતલાલભાઇએ મ્હારી પ્રત્યે મમતા બતાવી ઉપકાર કર્યો છે અને જો કે આ પ્રમાણેના સ્પષ્ટ સ્વીકારથી હું ઋણ મુક્ત થતો નથી જ, છતાં તે પણ નોંધ રાખું છું.

ભાવનગર
૧૯૮૦ના જ્યેષ્ઠ શુદ ૪. } મુનિકુમાર મણિશંકર

# પરિચય

સદ્ગત સાક્ષર કાન્તે સાહિત્યની અનેક પ્રકારની સેવા કરી છે. તેમનાં કાવ્યોથી અને તેમણે શરૂ કરેલી ખંડકાવ્યોની છન્દ રીતિથી તેમનું નામ સાહિત્યમાં ચિરસ્મરણીય રહેશે. ગુજરાતીમાં સંવાદ સાહિત્યમાં પણ તેમણે જ પહેલ કરી છે. તેમનો શિક્ષણનો ઇતિહાસ અને ધર્મ અને લગ્ન વિષયક કેટલુંક સાહિત્ય આપણા ગંભીર વિચારાત્મક સાહિત્યનો મહત્ત્વનો અંશ રહેશે. કેટલાક અંગ્રેજી ગ્રન્થોનાં

તેમનાં ભાષાન્તરો એ પ્રકારના સાહિત્યમાં હાલ વિશિષ્ટ સ્થાન ભોગવે છે. તેમના પત્રોને ગુજરાતે સાહિત્યનું સ્થાન આપી તે વાંચવા ઉત્સુકતા બતાવી છે. તેમની અધૂરી નવલકથાએ, સાહિત્યના ઘણા જીજ્ઞાસુઓને આકર્ષ્યા છે. તેમનાં નાટકો જે હવે પ્રસિદ્ધ થાય છે, તે તેમની સર્વતો-મુખી સાહિત્ય પ્રવૃત્તિનો એવો જ રસિક પ્રદેશ છે.

ગુજરાતીમાં નાટકસાહિત્ય તેમના પહેલાં પણ લખાએલું છે. વળી આ નાટકો તેમના સાહિત્ય જીવનની પશ્ચિમ વયનાં ફલો છે. પણ રસિક વાંચનારને આમાં પણ કેટલાક વિશેષ ગુણો દેખાયા વિના રહેશે નહિ. અને જેમ દરેક કૃતિ કર્તાની વધારે નજીક આપણને લઇ જાય છે, તેમ આ નાટકો પણ કાન્તના ચિન્તનના નવા જ પ્રદેશો આપણી આંખ આગળ ખુલ્લા કરે છે.

સદ્ગત મણિશંકર રત્નજી ભટ્ટનું જીવન એક રીતે આપણને એકલું પડી ગએલું લાગે છે. તેમનાં કાવ્યો અને કેટલાક લેખો સામાન્ય રીતે તેમનું જીવન એકાંતમય અને સમાજથી અલગ કેવળ ચિન્તનમાં પસાર થતું હોય તેવી પ્રતીતિ કરાવે છે. પણ જનસમાજના સામાન્ય જીવનથી કે સમાજ ઉપર અસર કરતી મોટી હીલચાલોથી તેઓ કદી એવા અલગ રહ્યા નથી. 'પ્રજા શરીરમાં કવિ હૃદયનું કામ કરે છે' એ તેમનું વાક્ય તેમને પોતાને બરાબર લાગુ પડે છે. તેમનું હૃદય એટલું અનુ-કંપાશીલ હતું કે પ્રજાના મહાન ભાગથી તેના બધા તારો ઝણઝણી ઉઠતા. અને એ અનુકંપાથી જ તેઓ પ્રજાના હૃદયની સપાટી નીચેના પ્રવાહો અવ્યવહિત રીતે જાણી શકતા. આપણા પ્રજા જીવનના પ્રશ્નો વિચારકોને બુદ્ધિથી કે ઘણે અનુભવે ખરા સ્વરૂપમાં પ્રતીત થયા તે તેમની પ્રતિભા સામે ઉપસ્થિત થયા હતા. આપણા પ્રજાત્વની ખરી નિર્બળતાનું કારણ હિન્દુ મુસલમાનોનો ભેદ છે અને તે ભેદનું રહસ્ય જાણવાને તેમણે ઘણાં વરસ પહેલાં પણ પ્રયત્ન કરેલો, જે પ્રયત્નનું ફલ "અમરસિંહ અને ચંદ" એ તેમણે રજુ કરેલું છે. "ગુરુ ગોવિન્દસિંહ"ના નાટકમાં એ પ્રશ્નની વધારે સ્ફુટરૂપે, બન્ને ધર્મોની પર્યાલોચના રૂપે અને બન્નેમાં કઇ દિશાએ સુધારા થવા આવશ્યક છે, એ દૃષ્ટિએ ચર્ચા કરી છે.

# રોમન સ્વરાજ

રોમન સ્વરાજ ઇ. સ. પુ. ૫૧૦ માં સ્થપાયું તે પહેલાં ત્યાં રાજાસત્તાક રાજ્ય હતું. લ્યુસીઅસ ટાર્કિવનિયસ તેનો છેલ્લો રાજા હતો જેને પદભ્રષ્ટ કરી લોકોએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું.

લ્યુસિઅસ ટાર્કિવનિયસનો પિતામહ કોરિન્થનો રહેવાસી મૂળ ગ્રીક હતો અને ઇટલીના ઇટ્રુરિયા પ્રાન્તમાં આવી વસ્યો હતો. તેણે એક ઇટ્રુસ્કન બાઇ સાથે લગ્ન કર્યું હતું છતાં, તે ત્યાં પરદેશી ગણાતો હતો તેથી તેનો પુત્ર રોમમાં ગયો, કારણ કે ત્યાં પરદેશીઓનું સારૂં માન હતું. તે સમયે રોમમાં એંકસ માર્સિયસ રાજા રાજ્ય કરતો હતો. આ ટાર્કિવનિયસને રોમમાં પેસતાં ઘણા સારા શકુન થયા, ત્યાં તે પોતાની દોલતથી તુરતજ સારો માનમરતબો પામ્યો અને લ્યુસિયસ ટાર્કિવનિયસના નામથી પ્રસિદ્ધ થયો. તેણે રાજ્યની સારી સેવા કરી તેથી તે રાજ્યનો પણ માનીતો થઇ પડ્યો. તે રાજાને વારસ પુત્રો હતા પણ ટાર્કિવનિયસ પ્રજાનો એટલો બધો પ્રિય થઇ પડ્યો કે તેણે રાજા થવાની મરજી બતાવી ત્યારે લોકોએ તેને રાજા કર્યો. રાજા તરીકે તેણે લશ્કરમાં ઘણા સુધારા કર્યા. અને પ્રજાહિતનાં પણ અનેક કાર્યો કર્યાં.

ટાર્કિવનિયસે લાંબો કાળ રાજ્ય કર્યું. હવે તેણે પોતાના ઘરમાં એક જુવાન માણસને ઉછેર્યો હતો. જેને વિશે અનેક વિચિત્ર વાતો કહેવાતી. કોઇ તેને દેવનો પુત્ર કહેતા અને બીજાઓ તેને દાસીપૂત્ર કહેતા. તેનું નામ સર્વિઅસ ટુલિઅસ હતું. તે રાજા પ્રજા ઉભયનો માનીતો હતો. હવે એંકસના પુત્રોએ જ્યારે સાંભળ્યું કે રાજા તેને પોતાની દીકરી આપવાનો છે, ત્યારે તેમણે રાજાનું ખુન કરવાનું કાવત્રું રચ્યું. તેમની શીખવણીથી બે ભરવાડોએ રાજાના મહેલ પાસે બખેડો કર્યો અને રાજાને ન્યાય આપવા બૂમ પાડી. રાજા ત્યાં જઇ એકની વાત સાંભળતો હતો ત્યારે બીજાએ તેને ફરશી મારી અને બન્ને નાસી ગયા. રાજા આથી મરણ પામ્યો હતો પણ તેની રાણી ટેનેકિવને રાજા જીવતો છે, તેને માત્ર તમ્મરજ આવી હતી અને પોતે સાજો થાય ત્યાં સુધી તેની જગાએ કામ કરવા રાજાએ સર્વિયસ ટુલિયસની નીમણુક કરી છે એવી વાત ઉડાડી તેને હાથે કારભાર ચલાવરાવ્યો. થોડે

દિવસ પછી રાજા મરી ગયો હતો એ વાત બહાર આવી પણ સર્વિ-યસ રાજપદે કાયમ રહ્યો આ જોઇ એંકસના પુત્રો રોમ છોડી નાસી ગયા અને અંત સુધી પરદેશમાં જ રહ્યા.

સર્વિયસ ટુલિયસે બહુ સારી રીતે કારભાર ચલાવ્યો. પૈસાદાર માણસોના જુલમથી ગરીબોને બચાવવાને તેણે ઘણા કાયદાઓ કર્યા. નવી જીતેલી જમીન લોકોમાં વહેંચી આપી. અને પરદેશીઓને વસાવી દેશને સમૃદ્ધ કર્યો. પ્રજા તેને રાજા બનાવવાને ખુશી હતી પણ કહેવાય છે કે તે પોતે રાજસત્તા છોડી દઇને પ્રજાને કાયદા પ્રમાણે ચાલી સુખી જોવા ઇચ્છતો હતો. પણ અમીર ઉમરાવો આ કારણોથી તેને ધિક્કારતા.

તેને બે પુત્રીઓ હતી તેમને ટાર્કિવનિયસ રાજાના બે પુત્રો સાથે પરણાવી હતી. આ લગ્નોની ઘટના બહુ વિચિત્ર હતી. એરન્સ ટાર્કિવનિયસ ગરીબ સ્વભાવનો હતો, તેના વેરે પરણાવેલી મોટી ટુલિઆ કાવત્રાબાજ હતી. અને નાની ટુલિઆ ભલી હતી. તેને લ્યુસિઅસ ટાર્કિવનિયસ સાથે પરણાવી હતી જે દગાખોર અને ખુની હતો. પણ મોટી ટુલીઆએ પોતાના ધણીનું ખુન કરીને અને લ્યુસિઅસે નાની ટુલિઆનું ખુન કરીને, "તુલ્યગુણનાં વધુવર બની" વિધાતાની ભૂલ સુધારી લીધી.

પછી લ્યુસિઅસે રાજદ્રોપી અમીરો સાથે એક થઇ રાજ્ય લેવાનું કાવત્રુ રચ્યું. સર્વિઅસને ટેકો આપનાર આમવર્ગ જ્યારે મોલની કાપણીના કામમાં રોકાયો હતો, ત્યારે લ્યુ-સિઅસ કેટલાક હથિયારબંધ માણસો સાથે ફોરમમાં ગયો અને સેનેટના ખંડના બારણાં પાસે રાજસિંહાસન પર બેઠો. આ સાં-ભળતાં સર્વિયસ દોડી આવ્યો અને આ ધૃષ્ટતાનો ખુલાસો પૂછ્યો. લ્યુસિઅસે કહ્યું કે સિંહાસન પોતાના બાપનું હતું અને સર્વિયસ કરતાં તેને ત્યાં બેસવાનો વધારે હક્ક હતો. પછી તેણે ઘરડા સર્વિયસને સેને-ટનાં પગથિયાં પર પછાડયો, અને દિવાનખાનામાં જઇ પોતે રાજા જ હોય તેમ સેનેટના સભ્યોને બોલાવ્યા. સર્વિયસ ઘર તરફ જતો હતો ત્યાં લ્યુસિઅસે મોકલેલા માણસે તેને ઠાર કરી, તેની લાશને લોહી નીકળ-ગતી રસ્તામાં જ રહેવા દીધી.

ટુલિયા રથમાં બેસી ફોરમમાં આવી અને તેણે જાતે જ "રાજા ટાર્કિવીનયસ" ના સંબોધનથી પોતાના પતિને અભિનન્દન આપ્યું. લ્યુસિયસે તેને ઘેર મોકલી રસ્તે જતાં તેના પિતાની લાસ આગળ સારથિએ રથ અટકાવ્યો પ ટુલિયાએ તેના ઉપર થઇને રથ હંકાવ્યો અને પિતાના લોહીથી ખરડાયેલા પૈડાથી તે ઘેર ગઇ. આ રીતે લ્યુસિઅસ અને ટુલિયાએ રાજ્ય મેળવ્યું.

ટાર્કિવનિયસે ગાદીએ આવી જુલમ અને પાપ કરવામાં કશી મણા રાખી નહિ. તેણે ઘણાને દેશવટો આપ્યો અને ઘણાને મારી નંખાવ્યા. તેણે લોકો પાસે વેઠ કરાવીને મોટાં મકાનો શરૂ કર્યાં અને સર્વિયસના સમય પહેલાં પૈસાદાર લોકો ગરીબો પર જુલમ કરતા હતા તેમ કરવા લાગ્યા. લોકોપર વેઠનો બોજો એટલો ભારે થઇ ગયો કે ઘણાએ છરી ખાઇ મરતા. તેના સમયમાં જીવવા કરતાં મરવામાં વધારે સુખ છે તેમ લોકો માનતા.

રાજા ટાર્કિવનિયસની સત્તા જ્યારે ટોચે પહોંચી હતી, ત્યારે એક દિવસ રાજમહેલની વેદી નીચેથી સરપ નીકળી હવિને ખાઇ ગયો. આનો ભેદ સમજવાને રાજાએ પોતાના બે પુત્રો એરન્સ અને લ્યુસિઅસને સુપ્રસિદ્ધ ડોલ્ફિના ઓરેકલ પાસે મોકલ્યા. ત્યાં જતાં આ બે ભાઇઓએ પોતાના પિત્રાઇ લ્યુસિયસ જુનિયસને સાથે લીધો. તે તે વખતે બ્રુટસ ભોટના નામથી ઓળખાતો હતો. પણ તે ખરી રીતે ચાલાક અને હોશિયાર હતો અને કાકાના જુલમથી બચવાને માટે જ મૂર્ખ હોવાનો ઢોંગ કરતો. રાજાએ પૂછાવેલ પ્રશ્ન પૂછી લીધા પછી આ બે ભાઇઓએ ઓરેકલને પૂછ્યું "ભગવન્ ! એપોલો ! અમારામાંથી રોમનો રાજા કોણ થશે ?" દેવવાણી થઇ "જે સૌથી પહેલાં પોતાની માને ચુંબન કરશે તે." ટાર્કિવનના પુત્રોએ તો કયો માને ચુમે તે સંબંધી લોટરી કરી અને એ વાત ત્રીજા ભાઇ સેકસટસથી છાની રાખવા નિશ્ચય કર્યો પણ લ્યુસિયસ જુનિયસ ઓરેકલને પામી ગયો અને દેવળથી ઉતરતાં ઠેશ આવવાને બહાને મોભેર પડ્યો અને પૃથ્વીને ચુંબન કર્યું. તેણે કહ્યું કે: "ભૂમિ જ આપણી ખરેખરી માતા છે."

તેઓ રોમ પાછા આવ્યા ત્યારે રાજા ટર્કિવનિયસે આર્ડિઆ ઉપર ચડાઇ કરી હતી. કિલ્લો મજબૂત હતો તેથી અંદરના માણસોને

ભૂખમરાથી વશ કરવાને લશ્કરે ઘેરો ઘાલ્યો હતો. આથી રોમન લશ્કરમાં રંગરાગ ચાલ્યા કરતો. એક વખત ટાઇટસ અને એરન્સ તેમના ભાઇ સેક્સટસ અને કોલેટિઆના પિત્રાઇ ટાર્કિવનિયસ સાથે રાત્રે વાળુ કરતા હતા ત્યાં કોની સ્ત્રી સૌથી વધારે પતિભક્તિ વાળી છે તે સંબંધી વિવાદ થયો. કોલ્લેટિઆના ટાર્કિવનિયસે કહ્યું "આપણી સ્ત્રીઓ શું કરે છે તે આપણે આપણી આંખથી જઇને જોઇએ, એટલે કોની સ્ત્રી પતિભક્તિવાળી છે તે જણાશે." ટાઇટસ, એરન્સ અને સેક્સટસની પત્નીઓ મોજમજા કરતી હતી પણ જ્યારે મોડી રાતે તેઓ કોલ્લેટિઆ પહોંચ્યા, ત્યારે લ્યુક્રેશિયા હજી સૂવા ગઇ નહોતી પણ પોતાની દાસીઓ સાથે વણતી હતી. એ જોઇ ત્રણેયે નક્કી કર્યું કે "લ્યુક્રેશિયા સૌથી વધારે ભક્તિવાળી છે." તે બાઇએ મહેમાનોની સારી બરદાસ કરી અને પછી તેઓ પાછા લશ્કરની છાવણીએ આર્ડીઆ પહોંચી ગયા.

પણ આ પ્રસંગથી સેક્સટસના મનમાં દુષ્ટવાસના ઉત્પન્ન થઇ. થોડા દિવસ પછી તે એકલો કોલ્લેટિઆ ગયો અને લ્યુક્રેશિઆએ પતિના સગા તરિકે તેનું સારૂં આતિથ્ય કર્યું. રાત્રે તે લ્યુક્રેશિયાના શયનગૃહમાં ગયો અને કહ્યું કે: "વશ નહિ થા તો હું તને અને તારા એક ગુલામને મારી નાખીશ અને તારા પતિને કહીશ કે મેં તને વ્યભિચાર કર્મમાં જોઇને મારીનાખી છે." આ રીતે સેક્ટસ પોતાની દુષ્ટ વાસના પાર પાડી પાછો છાવણીમાં ગયો. પછી લ્યુક્રેશિયાએ રોમથી પોતાના પિતા સ્પુરિયસ લ્યુક્રેશિયસને અને આર્ડીઆથી પોતાના પતિને તાબડતોબ બોલાવ્યો. તેના પિતા સાથે પબ્લિયસ વેલેરિયસ આવ્યો અને પતિ સાથે લ્યુસિ-યસ જુનિયસ બ્રૂટસ (ભોટ) આવ્યો. આવીને તેમણે આતુરતાથી કેમ છે એમ પૂછ્યું. પછી તેણે સેક્સટસના દુષ્કર્મની વાત કરી અને કહ્યું: "જો પુરુષ હો તો વેર લેજો." બધાએ વેર લેવાના સોગન લીધા. પછી તેણે કહ્યું: "મારામાં પાપ નથી; છતાં, રખેને કોઇ સ્ત્રી કદી પતિ તરફ બેવફા થવાનો વિચાર કરે માટે, મારે પણ આ દુષ્કર્મની સજાનો ભાગ લેવો જોઇએ" અને તે છાતીમાં છરી ખાઇ મરી ગઇ.

આ દેખાવથી તેનો પતિ અને પિતા કકળી ઉઠયા; પણ લ્યુસિ-યસે છરી બહાર કાઢી અને હાથમાં લઇ કહ્યું. "આ રક્તના શપથ

લઇ કહું છું કે ટાર્કિવનિયસ રાજાને અને તેના પતિત કુળને આ કર્મનું ફળ મળશે. અને કદાપિ આવું દુષ્કર્મ કોઇ કરે નહિ માટે હવે પછી કોઇ માણસ રોમનો રાજા થશે નહિ." એમ કહી તેણે છરી બીજાઓને આપી. તેઓ બ્રુટસના આ શબ્દોથી આશ્ચર્ય ચકિત થયા: તેમણે પણ સોગન લીધા. એ લ્યુક્રેશિયાના શબને ફોરમમાં લઇ ગયા. અને કહ્યું "ટાર્કિવનિયસ કુળનાં દુષ્ટ કર્મો જુઓ." કોલ્લેટિઆના બધા લોકો ઉશ્કેરાઇ ગયા. તેમણે હથિયારો લીધાં, રાજાને ખબર ન મળે માટે દરવાજે ચોકી પહેરો મૂક્યો અને લ્યુસીઅસની આગેવાની હેઠળ રોમ ઉપડયા. રોમના લોકો પણ આ બળવામાં સામેલ થયા. લોકોએ ટાર્કિવનિઅસ પાસેથી રાજસત્તા લઇ લીધી અને તેને અને તેના કુળને દેશવટો દીધો, રોમ શહેર સ્પુરિયસ લ્યુક્રેશિયસને સોંપ્યું અને લોકો આર્ડીઆના લશ્કરને મેળવી લેવા ત્યાં ગયા. પણ દુષ્ટ ટુલિયા નાસી છૂટી.

લ્યુસિયસ ટાર્કિવનિઅસ રોમનો દંગો દબાવવા આર્ડીઆથી નીકળ્યો તેને રસ્તામાં સામે મળતો ચુકાવી લ્યુસિયસ આર્ડિઆ ગયો, લશ્કર તેની સાથે મળી ગયું અને ટાર્કિવનિઅસના પુત્રોને હાંકી મૂક્યા. બીજી તરફ ટાર્કિવનિયસ રોમ પહોંચ્યો, તો ત્યાં તેણે દરવાજા બંધ જોયા અને દરવાજા પરથી તેને દેશપારની સજા લોકોએ સંભળાવી દીધી. ટાર્કિવનિયસ સ્થિતિને તાબે થઇ એરન્સ અને ટાઇટસ સાથે પરગામ ચાલ્યો ગયો અને સેકસટસ ગેબિઆઇ ગયો અને ત્યાંના લોકોએ તેની પૂર્વની ખુટલાઇને માટે તેને મારી નાખ્યો. રાજાને દેશપાર કરી લોકો પાસેના ચોગાનમાં એકઠા થયા અને લ્યુસિઅસ જુનિઅસ ઉર્ફે બ્રૂટસ અને કોલ્લેટિઆના લ્યુસિઅસ ટાર્કિવનિઅસને પોતા પર રાજ્ય કરવા તેમણે ચુંટી કાઢયા. પણ ટાર્કિવનિઅસનું નામ જ લોકોને એટલું અકારૂં થઇ પડયું હતું કે તેમણે લ્યુસિયસને પણ પોતાની માલમતા લઇ પરગામ જતાં રહેવા કહ્યું અને પછી સેનેટ અને લોકોએ સઘળા ટાર્કિવનો જેઓ રાજાના કુળના નહોતા તેમને પણ દેશવટો દીધો. લ્યુશિયસની જગાએ તેમણે પબ્લિઅસ વેલેરિયસને ચુંટી કાઢયો. અને બન્ને રાજ્ય ચિહ્ન વારા ફરતી એક એક માસ ભોગવે એમ ઠરાવ્યું. જુલમી કાયદાઓ રદ થયા અને સર્વિઅસના સારા કાયદાઓ ફરી અમલમાં આવ્યા.

માજી રાજા ટાર્કિવીનિયસે પોતાની માલમતા પાછી લેવા કેટલાએક માણસો મોકલ્યા તેઓએ રાજ પાછું મેળવવા રોમમાં રહી કાવત્રું રચવા માંડ્યું. આ હકીકત બહાર આવી. બ્રૂટસે કાવત્રાખોરોને દેહાન્ત સજા કરી અને બ્રૂટસના પોતાના બે પુત્રો આ કાવત્રામાં હતાં તેમને પણ દેહાન્ત સજા ઉપર રહીને કરાવી આથી તેના ન્યાયને માટે લોકોને બહુમાન થયું.

કાવત્રું નિષ્ફળ જવાથી ટાર્કિવીનિઅસે ઇટ્રુસ્કન લોકોને લઇ રોમ પર ચડાઇ કરી. તેમાં તેના પુત્ર એરન્સ અને લ્યુસિઅસ જુનિયસ (બ્રુટસ) એકમેક પર ધા કરતાં બન્ને ઘવાયા અને ખપી ગયા. બન્ને બાજુ પુષ્કળ માણસો મરાયાં પણ ગેબી વાણીથી બ્હીને ઇટ્રુસ્કનો નાસી ગયા અને બ્રુટસના શબને પબ્લિઅસ વેલેરિઅસે આદરપૂર્વક ભૂમિ સંસ્કાર કર્યો. અને તેણે લ્યુક્રેશિયાનું વેર વાળ્યું તે ખાતર એક વરસ તેનો સોગ પાળ્યો. બ્રુટસની જગ્યાએ લ્યુક્રેશિયાના પિતાની નીમણુંક થઇ પણ તે વૃદ્ધ હતો અને થોડા સમયમાં ગુજરી ગયો. તેની જગાએ પછી માર્કસ હોરેશિઅસ ચુંટાયો.

આમના અમલમાં ટાર્કિવીનિયસે શરૂ કરેલું જ્યુપિટરનું મંદિર પૂરૂં થયું અને હોરેશિઅસ તેની પ્રતિષ્ઠા કરતો હતો ત્યારે તેના દ્વેષીઓએ ક્રિયામાં ભંગ પડાવવા તેનો પુત્ર મરી ગયો એવું ગપ ઉડાડ્યું પણ હોરેશિયસે કહ્યુંઃ “ત્યારે દફનાવવા લઇ જાઓ.” અને શોકનું આંસુ પણ પાડ્યું નહિ. તેણે ક્રિયા કરી અને તેનું નામ દેવળની આગળ કોતરવામાં આવ્યું.

ટાર્કિવનિયસે હવે ક્લ્યુઝિયમના રાજા લાર્સ પોર્સેનાની મદદ માગી. તે રાજા મોટું લશ્કર લઇ રોમ પર ચડી આવ્યો અને તેણે ટાઇબર નદીની પેલી પાર એક ટેકરી પાસે રોમનો પર હલ્લો કર્યો.

બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયું. રોમનો લડવામાં કુશળ હતા અને શત્રુ સંખ્યામાં જબરા હતા. બન્ને બાજુ ઘણા સૈનિકો હણાયા. તે સમયે તેમની ડાબી પાંખના ઘવાયેલા સેનાપતિઓને રણથી દૂર લઇ જતા જોઇને રોમનોમાં ભંગાણ પડ્યું અને વિજયી જમણી પાંખનું સૈન્ય પણ પાછું હટ્યું. આ સમયે શત્રુએ જબરો ધસારો કર્યો અને

તેમાં રોમ શહેર જરૂર પડી ભાંગત પણ આ પ્રસંગ ત્રણ વીરોએ બચાવી લીધો. સ્પૂરિઅસ લાર્શિયસ, ટાઇપ્સ હર્મિનિયસ અને પબ્લિયસ હોરેશિયસ (માર્કસ હોરેશિયસનો વંશજ) ત્રણેયે ટાઇબર ઉપરના સાંકડા પૂલ પર ઉભા રહી શત્રુનો ધસારો ત્યાંજ ખાળ્યો અને પોતાના મિત્રોને પૂલ તોડી, તૂટી રહે ત્યારે અવાજ કરી નિશાની કરવા કહ્યું. પૂલ ભાંગતી વખતે હોરેશિયસે પોતાના બે સાથીઓને પાછા મોકલી પૂલ ભંગાતાં દરમિયાન તે એકલો શત્રુઓમાં કાલ ચલાવતો ઉભો રહ્યો અને છેવટે પૂલ ભાંગ્યાની ખાત્રી થતાં તેણે ટાઇબરમાં ભૂસકો માર્યો અને તરીને સામે કાંઠે પહોંચ્યો. ઇતિહાસકાર કહે છે કે તે પૂલ હજી પણ સાચવી રાખ્યો છે.

આ પરાક્રમથી હોરેશિયસને અમર કીર્તિ મળી. તે સાજો થયો પછી તેની પીત્તળની મૂર્તિ ફોરમમાં ઉભી કરી અને તે એક દિવસમાં ખેડી શકે તેટલી જમીન તેને ભેટ કરી, તે ઉપરાંત એટલી તંગીમાં રોમના દરેક માણસે પોતાના એક દિવસનો ખોરાક તેને આપ્યો પણ હોરેશિયસને આથી વધારે કોઇ હોદ્દાનું માન આપી શકાયું નહિ, કારણ તે લૂલો થયો અને અશક્ત થઇ ગયો હતો.

હજુ પોર્સેનાનું લશ્કર ઘેરો ઘાલી પડ્યું હતું. કાયસ મ્યુસિયસ નામનો એક ખાનદાન માણસ સેનેટ પાસે ગયો અને તેણે લાર્સ પોર્સેનાને મારી નાખવાનું બીડું ઝડપ્યું. તે નદી ઉતરી ગયો અને ઓળખી ન શકવાથી પોર્સેનાને બદલે તેણે તેના વજીરને માર્યો. તેને રોકીને તેની વાત કઢાવવા રાજા પાસે ઉભો કર્યો, ત્યારે તેણે પોતાની મેળે બળતી વેદીમાં હાથ મૂક્યો અને બળી ગયો ત્યાં સુધી તેને અગ્નિમાં ધરી રાખ્યો. રાજાએ તેની બહાદુરીની કદર કરી તેને છૂટો કર્યો ત્યારે તેણે રાજાને કહ્યું: "આની ખાતર, રીબામણીથી ન મળી શકત તેવી ગુપ્ત વાત તને કહું છું. ત્રણસો ખાનદાન રોમન જુવાનોએ તારો પ્રાણ લેવાની પ્રતિજ્ઞા લીધી છે. સારૂં પહેલું સાહસ છે; પણ બીજાઓ વારા મુજબ તારે માટે આવીને છુપાશે હું તને ચેતાવું છું કે તારા શરીરની બરાબર સંભાળ રાખજે." તેમ કહી કાયસ રોમમાં પાછો ગયો.

લાર્સ પોર્સેનાને આની પ્રબળ અસર થઈ અને તેણે સંધિનું કહેણ મોકલ્યું. તે રોમનોએ સ્વીકાર્યું અને ટાઇબરની પેલી પારની જમીન આગલા વિગ્રહમાં જીતી હતી તે પાછી આપી અને પોર્સેનાએ તેના બદલામાં જેનિક્યુલમ ટેકરી આપી. તે ઉપરાંત સંધિ પાળવાના બાનામાં રોમનોએ ખાનદાન કુટુંબના દસ કુમારો અને કુમારિકાઓ આપી. પણ એવું બન્યું કે ઇટ્રુસ્કન લશ્કર ટાઇબર ઓળંગી પાર જતું હતું તે સમયે કુમારિકા કલિલિયા સખીઓ સાથે પાછી છટકી આવી અને ઇટ્રુસ્કનોને પાછળ પડેલા જોઇ નદીમાં પડી સહીસલામત પાર પહોંચી. આથી લાર્સ પોર્સેના બહુ આશ્ચર્ય પામ્યો અને રોમનોએ સંધિ અનુસાર એ કુમારિકાઓને પાછી મોકલી, ત્યારે તેણે તેમને પોતાની સાથે જોઇએ તે રોમન કુમારો લઇ પાછાં જવા છુટ આપી. કુમળી વયના કુમારોને લઇ તે કુમારી પાછી રોમ આવી, રોમનોએ કાપસને પણ જમીન ભેટ કરી અને કુમારી કલીલિયાનું બાવલું પવિત્ર માર્ગના એક ભાગમાં ઉભું કર્યું; અને લાર્સ પોર્સેના શાન્તિથી પોતાનું લશ્કર સ્વદેશ પાછું લઇ ગયો.

આટલા ભોગ અને પરાક્રમથી મેળવેલું સ્વરાજ લગભગ પાંચસો વરસ ચાલ્યું.

આ વસ્તુ ઉપરથી મેકોલેએ અંગ્રેજીમાં એક વીરરસ કાવ્ય લખ્યું છે અને "લ્યુક્રેસી ઉપરનો બલાત્કાર" એ શેકસપીઅરના એક સુંદર કાવ્યનો વિષય પણ થયેલ છે. વસ્તુ એટલું ચમત્કારવાળું છે કે પ્રબળ સ્વાતંત્ર્યના ભાવને એ અનુરૂપ છે. એ સિવાય પશ્ચિમનો પરિચય કરાવવાની ખાતર પણ આપણા સાહિત્યમાં ઉતારવા જેવું છે. એ વસ્તુમાં કશો ફેરફાર કર્યા વિના પણ તેને આપણી રસવૃત્તિને અનુકૂળ કરવામાં કાન્તની વિશેષતા રહેલી છે.

આમ થવામાં કાન્તની તલસ્પર્શી દૃષ્ટિ વિશાળ જ્ઞાન અને ભાષાનું પ્રભુત્વ ખાસ કારણભૂત છે. સ્વતંત્ર થવાની અભિલાષા અને રાજ્યોમાં વંશપરંપરાનો હક્ક સાચવવાની અજ્ઞાની અભિમાની આપ-ખુદી સ્વાર્થવૃત્તિના વિરોધનું નિરૂપણ એવી રીતે કર્યું છે કે જે અમુક દેશને કે લોકને લાગુ ન પડતાં સમસ્ત માણસ જાતને લાગુ પડે.

પાત્રોના સ્વભાવનું નિરૂપણ એજ રીતે કર્યું છે. રોમન સ્વરાજનાં પાત્રો હિંદના ઇતિહાસમાં ગમે ત્યાં મળી આવે એવા છે. પ્રાચીન રોમના ખાસ રિવાજો જેવાકે કોઇ બનાવોનો ખુલાસો એપોલો દેવતા ઓરેકલ પાસે કરાવવો વગેરેનું નિરૂપણ એવી રીતે કર્યું છે કે જે રોમની વસ્તુસ્થિતિને વિરોધી ન થાય અને તે સાથે આપણી ભાવનાને અપરિચિત ન રહે. એ રિવાજ રોમન છે પણ ઇટ્રસ્કન જોશીઓને ખુલાસો પૃછવો અને યાજકોએ 'ભગવાન્ સવિતર એપોલો' તરીકે સંબોધન કરવું, રાજકુમારો એ દેવવાણી માટે પ્રાર્થના કરવી એ આપણા કેળવાયેલા સામાજિકોને ભાવનાગમ્ય છે. અને દેવવાણી અનુસાર બ્રુટસનું 'વંદે માતરમ્ ભગવતિ વસુંધરે' કહી પૃથ્વીને ચુંબવું એ રોમન તેમજ આપણી ભાવનાને એક સરખું સુગમ અને અસરકારક છે. એજ રીતે સર્વત્ર સૈનિકોની મોજ મજાહ, કાવાદાવા, વૈરભાવ, યુદ્ધો, નાસભાગ, લોકમતની અસ્થિરતા–ખુટલાઇ, હોરેશિયસનું એકલા ઝુઝવું, મ્યુસિઅસનું પણ, એ સર્વ હિંદના કે ગમે તે દેશના ઇતિહાસમાં મળી આવે એવા બનાવો છે.

આ બધામાં લુક્રીશીઆનું ચરિત્ર આપણને જરા આપણી ભાવનાથી વિલક્ષણ લાગશે. આપણો ઇતિહાસ જેટલો પુરૂષોના વીરત્વથી તેટલો જ સતીઓના શીયળ માટેના શૌર્યથી ભરેલો છે. લુક્રીશીઆનો પતિ પ્રેમ–પતિભક્તિ–આપણે સમજી શકીએ તેવી છે. પોતાના શીયળના ભંગથી તેને પારાવાર અફસોસ થાય છે અને તે છેવટે ખંજર ખાઇને મરી જાય છે તે આપણો આદર ઉત્પન્ન કરે છે. શીયળભંગનું વેર લેવાની ભલામણ આપણા ઇતિહાસમ પણ અનેક જગાએ મળી આવશે. પણ 'મૃત્યુ પછી મારા પતિ......અને દુનિયાની નજરમાં હું પાપી ઠરૂં એ મારાથી ખમાયું નહિ' એ કારણથી તેણે જુલમગાર સેકસટસને હાથે પોતાનો દેહ અપવિત્ર થવા દીધો અને પોતાના શીયળની ખાત્રી કરાવીને મરવું પસંદ કર્યું તે આપણી ભાવનાને અને રસવૃત્તિને આઘાતકારક નહિ તો વિલક્ષણ તો લાગે છે. કોઇ આર્ય મહિલાએ આવી જ સ્થિતિમાં શું કર્યું એમ બતાવવા આપણી પાસે દાખલો નથી પણ આપણી ભાવનાને આવા નિમિત્તે

પણ દેહ દોષ અશુદ્ધ તો લાગે છે. સેક્સટસની ધમકી કદાચ ખોટી જ હોત; એ તેનો નિશ્ચય ખરો હોત, તોપણ સતીની મૃત્યુ સુધીની અડગતા આગળ છેવટ તે કદાચ હારી ખાઇ જાત. પણ એમ ન થાત અને લુક્રીશીઆને મરવાનું આવત તોપણ સેક્સટસનો આરોપ પતિ માને એવી ભીતિ, તેને શા માટે જોઇએ ? એ દંપતીના પ્રેમમાં એટલો અવિશ્વાસ પણ આપણને ખુંચે છે. અને એવો અવિશ્વાસ આવત એ ફળના ભયથી દેહ અભડાવવા દેવો એ ધર્મ્ય છે* ? આ પ્રશ્નો સ્ફુટ કે અસ્ફુટ ઉઠ્યા વિના રહેતા નથી. તેથીજ કદાચ બીજા અંકના બીજા પ્રવેશ કરતાં ત્રીજો પ્રવેશ વધારે અસરકારક લાગે છે. પણ ભાવનાની સંપૂર્ણતાના ગમે તેવા અભિમાની ન્યાયાધીશે પણ સ્વીકારવું જ પડશે કે લુક્રીશીઆએ શીયળ કરતાં દેહ વહાલો કર્યો નથી, તેનો આત્મા નિષ્કલંક જ રહ્યો છે અને આત્મા નિષ્કલંક જ છે એમ જાણ્યા છતાં 'મારો દાખલો લઇને આવી બેઆબરૂ થયા છતાં કોઇ પણ રોમન સ્ત્રી જીવે એ અનિષ્ટ છે' એવા વિચારથી તેણે દેહાંત કર્યો એ એની વિશેષતા છે.

પણ લુક્રીશીઆના કૃત્યનો ન્યાય આપનાર આપણે કોણ ? આર્ય મહિલાના સતીત્વની એ ભાવનાનો વારસો શું આપણે લજાવ્યો નથી ? હિંદના ઇતિહાસમાં આપણી સતીઓના સતીત્વ માટે આપણે જો મગરૂર થતા હોઇએ, તો હાલ આપણી સ્ત્રીઓની સ્થિતિ જોઇ આપણે પોતા માટે શરમાવું ન જોઇએ ? ભય આવતાં પુરુષો પોતાનો જીવ વહાલો કરી નાસી જાય અને સ્ત્રીઓના ઉપરનો અત્યાચાર છાનો રાખવામાં અને ચાહે ન થયો હોય તો એ નિરપરાધી નિરાધાર સ્ત્રીઓ પર જુલમ કરવામાં પોતાનો સ્ત્રીત્વનો આદર્શ બતાવે—એના કરતાં એ સતીત્વની ભાવનાની અધમતર વિડંબના કોઇ હોઇ શકે ? આપણી સતીત્વની ભાવના ગમે તેની સંપૂર્ણ હશે, દેહ અને આત્મનો સંબંધ ગમે તેવો સૂક્ષ્મ અને નિકટ હશે, પણ માત્ર બાહ્ય સ્થૂલ શરીરનાં

---

* તેથીજ ભજવાયેલા નાટકમાં કાન્તે લ્યુક્રીશીયાને દેહદોષ થયા પૂર્વે આત્મઘાત કરતી આલેખી હશે.

કૃત્યોમાં જ આત્માની શુદ્ધિ અશુદ્ધિ માની લેવી એના જેવો મૂઢ અને આત્મઘાતક બીજો જડવાદ ન હોઇ શકે અને આપણો સમસ્ત હિન્દુ ધર્મ એ જડવાદમાં જ અત્યારે ગુંચાઇ ગયો છે એમ દરેક વિચારકે સ્વીકારવું જ પડશે. આવી સ્થિતિમાં લુક્રીશીઆનો દાખલો જુદા દેશનો, જુદા લોકનો, જુદા આદર્શવાળો, વિલક્ષણ વસ્તુસ્થિતિનો આપણે નમ્રતા અને ખુલ્લા દિલથી વિચારી તેના રહસ્યમાં ઉતારવા જેવો છે.

આ નાટક પહેલાં ભજવાયું હતું અને ત્યારે તેનાં ગદ્ય અને સંગીત બન્નેની તારીફ રસિક સામાજિકો પાસેથી આ લેખકે સાંભળેલી છે. સદ્દગત કાન્તે તેમાં થોડા ફેરફારો કેવળ વર્તમાન રંગભૂમિની દૃષ્ટિએ કર્યા છે. એટલે આ નાટક ભજવવામાં સારૂં નીવડે એવું છે એ કહેવાની જરૂર નથી. પ્રથમના પ્રવેશો તો ખાસ ઉત્તરોત્તર ચમત્કારી છે. અને તેના બનાવો ઘણા જ અસરકારક અને હૃદયને ક્ષુબ્ધ કરે એવા છે. કાર્યનો વેગ સર્વત્ર જોસભેર ચાલ્યો જાય છે અને નાટ્ય પ્રયોગ યોગ્ય બનાવ જ ભજવાય છે બાકીના ઇતિહાસના બનાવો માત્ર પૂર્વવૃત્ત તરીકે કહેવાય છે. સ્વરાજ પ્રાપ્ત કરવાનો બનાવ એ મુખ્ય બનાવ હોવાથી નાટકમાં કોઇ નાયક કે નાયિકા નથી. પણ પાત્રાલેખન સ્પષ્ટ અને વિવિધરંગી છે. ખુદ્દસ ટાર્કીન, લોહીતરશો ચંડી હુલિઆ, વિચારક-ડાહ્યો-બહાદુર નિષ્પક્ષપાતી-હોંશિયાર ટુંકમાં પતિત થયેલા લોકમાં સર્વને વિશ્વાસ ઉપજાવી શકે તેવો બ્રુટસ, બહાદુર-સત્યપ્રેમી-પોતાના શિયળને માટે મરનાર પતિપ્રેમી લુક્રીશીઆ, નરાધમ સેક્સટસ, રણબંકો હોરેશિયસ, પણ પાળનાર લુકીઅસ અને અભિમાની પણ દાનો અને કદરદાન લાર્સ પોર્સેના એ સર્વ પાત્રો જૂદા જૂદા રંગના છે. અને દરેક સુરેખ, એક બીજાથી જૂદાં ગમે ત્યારે પણ ઓળખી શકાય તેવાં આળેખાયાં છે અવિશ્વાસ, ભય, ખુટલાઇ, અજ્ઞાન, વૈર, બહાદુરી વગેરે અનેક વિરુદ્ધ ભાવો વચ્ચે ઝોલાં ખાતો લોકસમૂહ અને છેવટે ચપળતા અને રમતિયાળ બહાદુરી બતાવતી કન્યાઓ પણ ઓછાં આકર્ષક નથી.

નાટકની સફળતામાં કાન્તનું ભાષાનું પ્રભુત્વ પણ કારણભૂત છે. કાન્તનાં કાવ્યોમાં એ ઉત્તમ રીતે દેખાય છે. આ નાટકમાં કાવ્ય સંગીત નીચે દબાઇ ગએલું છે પણ તે સિવાય કાન્તની ભાષાનું પ્રૌઢત્વ અને

સચોટતા સર્વત્ર એક સરખાં દૃશ્યમાન થાય છે. કાન્તે આપણા સાહિત્યમાં સૌથી પ્રથમ સંવાદો લખ્યા છે અને આ નાટકના સંવાદો પણ ત્વરિત જીવન્ત અને લક્ષ્યવેધી છે. તેમનાં કેટલાંક ટુંકાં વાક્યો ધાર્યું નિશાન પાડે છે અને કેટલીક ઉક્તિઓ, ખાસ કરીને લાંબી ઉક્તિઓ તેમનું અપૂર્વ વક્તૃત્વ યાદ કરાવે છે. કેટલાંક વાક્યોની પ્રૌઢિ અને છટામાં તેમના ભાષણોના ભણકારા સંભળાય છે. એ તેમની શક્તિ કદાચ તેમના બીજા કોઇ સાહિત્યમાં વ્યક્ત નથી થઇ તેટલી નાટકોમાં થઇ છે. વિવેકી વાંચનાર એ પણ જોઇ શકશે કે નાટકોમાં ફારસી શબ્દોનો પ્રયોગ વધારે થયો છે એ એમ બતાવે છે કે અમુક અસર કરવાને માટે ફારસી શબ્દો વધારે અનુકુળ છે અને આપણી ભાષાએ એકલી સંસ્કૃત ભાષાથી જ સમૃદ્ધ થવાનું નથી.

આ નાટક કે તેમની સઘળી કૃતિઓમાં ઉત્તમ નહિ મૂકી શકાય, પણ જે જે ગુણોથી કાન્તના કાવ્યો ઉત્તમ ગણાયાં છે તે સર્વ ગુણો તેમનાં નાટકોમાં પણ પ્રતીત થાય છે અને ભજવી શકાય તેવા આપણા હજી અલ્પ નાટકસાહિત્યમાં તેનું વિશિષ્ટ સ્થાન છે.

## ગુરૂ ગોવિંદસિંહ

કાન્તના બન્ને નાટકો પ્રજાકીય પ્રશ્ન સંબંધી છે એમ કહી શકાય. 'રોમન સ્વરાજ' પ્રજાના સ્વરાજના અભિલાષને મૂર્ત કરે છે; 'ગુરૂ ગોવિંદસિંહ' પ્રજાની ખાતર નિર્બળતાનું નિદાન કરે છે અને તેના ઉપાયની ચર્ચા કરે છે. નાટકમાં વસ્તુની પસંદગીમાં જ નાટકની અર્ધી સફળતા આવી જાય છે. સ્વરાજના આદર્શને માટે તેમણે જૂની પ્રણાલિકા છોડી, પરદેશના ઇતિહાસમાંથી વસ્તુ લીધું. તો અહીં હિંદુ મુસલમાન બન્ને તરફ સમભાવ રાખવા માટે મશહૂર કબીર અને નાનકની ગુરૂ પરંપરાના છેલ્લા ગુરૂ ગોવિંદસિંહનું વૃત્તાન્ત તેમણે પસંદ કર્યું. ગુરૂનો પ્રેમ, તેમનું શૌર્ય, દેશવાત્સલ્ય, સ્વાતંત્ર્ય પ્રીતિ, તેમના પર પડેલાં દુઃખો, અને ઓરંગઝેબ જેવો પ્રતિવીર, એ સર્વને લીધે વૃત્તાન્ત નાટકની વસ્તુ થવાને સ્વભાવિક રીતે લાયક છે.

ઐતિહાસિક વસ્તુમાં લેખકે કેટલાએક ફેરફારો કર્યા છે. ધર્મના ચમત્કારો નાટકમાં બે ત્રણ જગાએ આવે છે પણ તે બાહ્ય ચમત્કારો

જ છે અને નાટકના કાર્ય પ્રવાહના નિયામક કે વિક્ષેપક થતાં નથી. તે ઉપરાંત તેમાં અનોપકુંવરની આડકથા ભેળવેલી છે. આ સર્વ ફેરફારો વસ્તુના વિકાસ અને પાત્રોના વૈચિત્ર્ય અને ખીલવટને ઉપકારક થયા છે.

'રોમન સ્વરાજ'માં સ્વરાજ પ્રાપ્તિનો બનાવ એજ મુખ્ય છે, તેથી જ નાટકમાં કાર્યની એકતા—એકાગ્રતા આવે છે અને તે ધ્યાનમાં લેતાં નાટકમાં કોઇ નાયક કે નાયિકા નથી એમ કરી શકાય. 'ગુ. ગો.વિંદસિંહ'માં ગુરૂ પોતે મુખ્ય પાત્ર છે. તેનાં પોતાનાં પરાક્રમોથી અને તેની આસપાસ બનતા બનાવોથી નાટકનું વસ્તુ વિકાસ પામે છે અને તેની એકતા સધાય છે. આમ થવામાં સૌથી મહત્વનું ગુરૂનું ચારિત્ર છે, પ્રથમ પરિચયે જ તે આપણા ઉપર પ્રબલ છાપ પાડે છે, નાટકની ઉપનાયકા કુમારી અનોપકુંવર પોતાનું સર્વસ્વ ગુરૂને ચરણે મૂકી, તેના પ્રેમની યાચના કરે છે.

### અનોપકુંવર

"કશી સંસારની ચીજો, જરાએ ભાવતી નથી;
આપના દિલમાં હોયે, કાં દયા આવતી નથી?"

સરલ વહેતા આ અનુષ્ટુપની દીન ભાષા પણ સાંભળનારના મનમાં ધીમે રહી સરી જાય તેવી છે. પણ પુણ્યપ્રકોપથી પ્રજવલતા આત્મા ઉપર તેને સ્થાન મળી શકતું નથી. સંસ્કૃત નાટકોના ધીર (?) લલિત નાયકોની પેઠે તે દાક્ષિણ્ય બતાવવા લોભાતો નથી, કે હાલના ઘણાખરા સાહિત્યના નાયકોની પેઠે તે નીતિ અને પ્રેમના દ્વંદ્વના કોયડા ઉકેલવા બેસતો નથી કે શરીરનો પ્રેમ અને આત્મિક શુદ્ધ પ્રેમના વિવેકની આત્મવંચના કરતો નથી પણ ખરા વીરને છાજે તેવી ભાષામાં કહી દે છે.

### ગુરૂ

"અત્યારે આ ઘડીએ દુષ્ટ ઓરંગજેબ તમામ ગુરુઓનું અને દેશનું ખુન કરી રહ્યો છે. ઓ સ્ત્રી, હું તારો પ્રશ્ન તને જ પૂછું છું કે તને કોઇની દયા છે? કે માત્ર પશુ થતાં જ આવડે છે?"

અને આ ધૈર્ય કોઈ કઠોર કે લાગણી વિનાના અંતઃકરણનું નથી. એજ અનોપકુંવર ઉપર તે અત્યંત કૃપા કરી તેને શીખ સંઘમાં લે છે અને ખરા ચાહનાર સાથે પરણાવે છે. સ્ત્રી જાતિ તરફ તેમને અત્યંત માન અને માર્દવ છે. મોગલો સ્ત્રીઓ ઉપર અનેક જુલ્મો કરતા હતા ત્યારે તે સ્ત્રીઓને કેદ કરવાની મના કરે છે અને પકડેલને તેની જગાએ પહોંચાડવાનો અને તેના નિર્વાહનો બંદોબસ્ત કરે છે ઉદાત્ત ઉદારતા, બહાદુરી અને ન્યાય બુદ્ધિથી તે કેદ પકડાયલા અફઘાનને છુટો કરી. ધર્મથી તેની સાથે સમશેરબાજી ખેલે છે, દુઃખ સહન કરવામાં તે એટલુંજ ધૈર્ય બતાવે છે અને તે સર્વ ઉપરાંત તેનું ખરૂં શૌર્ય એ છે કે ધર્માંધ મમત્વ છોડી દઈ જ્યાંથી મળે છે ત્યાંથી તે સત્ય સ્વીકારે છે.

આ દાનવીરતા, યુદ્ધવીરતા, ધર્મવીરતાની પછવાડે ઉંડું આત્મમંથન, આત્મપરીક્ષણ અને આત્મચિંતન રહેલું છે. પિતાના ખુનનું વેર લેવા તેનો સમસ્ત જીવ પોકારી રહે છે. ત્યારે બીજી બાજુ પોતાને પ્રભુનો સાક્ષાત્કાર થયો નથી તે તેને સાલે છે. મુલ્લાંશાહને પણ તે એજ પ્રશ્ન કરે છે. આ મોજને લીધે તેનું આત્મપરીક્ષણ સૂક્ષ્મ અને સતત બન્યું છે. દ્વંદ્વમાં અફઘાન મરાયા પછી, તેની સ્ત્રીના નિર્વાહનો બંદોબસ્ત કર્યાથી તે પોતે સંતોષ પામી, તે પછી પણ ગુરૂ વિચાર કરે છે—

"......અફસોસ ! ગોવિંદસિંહ ! તું ગુરૂની પદવી ઉપર છે, પણ એ પદવીને ઘટતી ક્ષમા અને શાન્તિ હજી તું શીખ્યો નથી. ભાઈ, આરો ભયંકર અહંકાર મારી આગળ સ્પષ્ટ કરીને તેં પણ મને સાચો પાઠ ભણાવ્યો ! ખરે શબ્દને જ હજી હું બરાબર સમજતો નથી. ઓ પ્રભુ !..."

ગુરૂનું ચિંતન પણ એટલું જ ઊંડું છે. તેને પોતાના ધર્મ ઉપર અટલ શ્રદ્ધા છે. પણ તે અંધશ્રદ્ધા નથી. સત્ય જોવાને તે નિરંતર પ્રાર્થના કરે છે. એ સત્યની ઝાંખી તેને પીર મુલ્લાંશાહથી થાય છે, ત્યારે તે મોટામાં મોટો ત્યાગ, પિતાનું વેર લેવાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરે છે અને એ રીતે પોતાના અભિમાનનો ત્યાગ કરે છે. અને પછી એ પીરતા નવા દશ આદેશો ગ્રન્થ સાહિત્યમાં ઉમેરે છે. વાતચીત માત્ર

પીર અને ગુરૂ બે પાત્રો વચ્ચે જ ચાલે છે પણ વિચારની વિશદતા અને ગંભીરતા અને તેને અનુરૂપ ભાષાની પ્રૌઢિ બતાવવા નીચે થોડાં વાકયો જ ઉતારીએ છીએ.

પીર

"પ્રથમ તો બચ્ચા લખ કે પ્રભુ એક છે, હિન્દુઓ જેને ઇશ્વર કહે છે અને ઇસ્લામ જેને અલ્લાહ કહે છે તે એકજ છે. હિન્દુ અને મુસલમાન તેનાં સંતાન છે.

ગુરૂ

"લખ્યું હઝરત.

પીર

'બીજું એમ લખ કે હિન્દુએ મુસલમાની ધર્મનો દ્વેષ ન કરવો અને મુસલમાને હિન્દુ ધર્મનો. દ્વેષ દુષ્ટતાનો કરવો; ધર્મનો નહિ.

ગુરૂ

'લખ્યું હજરત.

પીર

"ત્રીજું એમ લખ કે હિન્દ દેશ હિન્દુ અને મુસલમાન બંનેનો છે. દેશની અવદશા થશે તો આલમનો ન્યાયાધીશ બંનેની પાસેથી જવાબ માગશે, માટે દેશની સેવામાં બંનેને એકત્ર થવું.

વગેરે વગેરે."

ગુરૂનો ઇશ્વર સાક્ષાત્કારની ઝંખના અને સત્ય સ્વીકાર ... રતા કાન્તના પોતાના જીવનમાંથી સીધાં ઉતરી આવ્યાં લાગે છે. આ નાટકમાં ઇશ્વર અને ધર્મ અને તેને લગતા કેટલાક બીજા વિચારો આવે છે તે પણ કાન્તના છેલ્લી અવસ્થાના નિર્ણયો છે. "બધી માણસજાત પ્રભુનાં ફરજંદ છે. જેઓ ભૂલેલા છે તેઓ દયાપાત્ર છે." એમાં ભાષા છટા અને વિચાર સર્વ કાન્તનાં જ છે. "તમામ મુસલમાન કોમની સામે દ્વેષ શીખવવામાં તેં ભયંકર ભૂલ કીધી છે અને તારી આંખ ઉઘાડવાને તારા પર મોટી આફતો ઉતરતી જાય છે." તે ઇશ્વરની યોજના ઉપરની શ્રદ્ધા કાન્તની પોતાની જ છે. હિન્દુ અને મુસલમાન બન્ને ધર્મો ઉપર તેમણે ટીકા કરી છે. એ ધર્મમમત્વમાં પડેલાને કેટલે અંશે ગ્રાહ્ય થાય એ પ્રશ્નજ રહેશે પણ

કહેવું જોઇએ કે એ ટીકા નિષ્પક્ષપાતપણે થએલી છે અને તેમાં કાન્તે પોતાના ધર્મચિન્તનનું ફળ પણ આપેલું છે. ઓરંગઝેબના મુખમાં મૂકેલાં વાક્યો એઃ "કાફરો એટલા બેવકુફ છે, કે એ રીતે ઝબરદસ્તીથી મુસલમાન કરાયેલા પોતાના ભાઇઓનો પણ ત્યાગ કરશે અને એવી દુષ્ટતા અને હૃદયહીનતા જોશે ત્યારે એ નવા બનેલા મુસલમાનો આપણા દીન તરફ વળી જશે. દુનિયા તમામ બેવકુફીનો અચ્છો ભંડાર , પણ આ કાફર હિન્દુઓની બેવકુફીથી તો તોબાહ !" હિન્દુ ધર્મને બરાબર લાગુ પડે છે. ઇસ્લામની કેટલીક માન્યતા વિષે મીર પોતે કહે છે કે 'કયામતનો દિવસ દૂર છે, અને તે દિવસે માણસ પોતાના જુના શરીર સાથે કબરમાંથી ઉઠે છે' એ ભૂલ ભરેલી સમજ છે તો 'મરેલી વસ્તુઓથી પૃથ્વીને રોકવી એ મિથ્યાભિમાનનું કાર્ય છે. સડતા નિરૂપયોગી દેહને અગ્નિદાહજ ઉચિત છે. તમારા લોકોમાં એ રિવાજ ઉત્તમ છે." અને છેવટે બન્ને ધર્મોને માટે કહે છેઃ "બહાર ની તમામ ક્રિયાઓ ધર્મનાં માત્ર આચ્છાદન છે. ધર્મનું જીવન સત્કર્મમાં છે...સારા ધર્મમાં હિન્દુ અને મુસલમાનનો ભેદ રહેશે નહીં. માત્ર સારા અને ખરાબનો રહેશે....ભેદ જવાથી વર્ણસંકર નહીં, પણ વર્ણસમુચ્ચય અને વર્ણવિશોધન થશે. માણસ જાતની ચામડીના રંગ જૂજવા રહેશે. પણ પ્રાણનો રંગ કોઇક દિવસ એક-ધવલ-નિર્મળ થશે; સત્યયુગ ફરી આવશે." "દુનિયાના પહાડોમાં જે હિમાલયનું સ્થાન છે, તે પ્રજાઓની પંક્તિમાં હિન્દનું થવું જોઇએ" એ કાન્તની મહાન અભિલાષા છે. પણ દેશાભિમાનની પાર જઇ તેઓ જોઇ શકે છેઃ "માણસો સ્વદેશી માત્ર રહેશે ત્યાંસુધી, ટંટા ફિસાદ અને લડાઇઓ રહેશે, સર્વદેશી થશે ત્યારે જ શાન્તિનું સામ્રાજ્ય સ્થપાશે."

નાટકનું કાર્ય સ્વાભાવિક વેગથી વિકાસ પામે છે અને તે સાથે સાથે તેનું પ્રયોજન સિદ્ધ થતું જાય છે. દરેક પાત્ર મુખ્ય પાત્રના ચરિત્રની રેખાઓ વધારે સ્પષ્ટ કરી આપે છે અને પોતાના રંગોથી સમસ્ત ચિત્રને વિવિધ રંગી કરે છે. નાટકનાં પદ્યોમાં કાવ્ય કરતાં સંગીત ઉપર વધારે લક્ષ્ય અપાય તે સ્વાભાવિક છે પણ કાવ્યમાં પણ કાન્તની પ્રતિભા આપણને દેખાયા વિના રહેતી નથી. "અંતરની શ્રુતિ ખોલો હો તાતજી" તે પ્રસિદ્ધ પ્રાર્થના ગુરુગોવિંદના મુળની છે. ટુંકા

કાવ્યોમાં કાન્તની વાણીની મીઠાશ, લક્ષ્યવેધિત્વ, યમકનો ચમત્કાર વગેરે ગુણો જોવાય છે. થોડા દાખલા લઇએ:

"આકાશને અજવાળતી જોતો અજબ કૈં રોશની;
અંતર ગહનમાં આવતી ચાલી હવા સંતોષની.

*　　*　　*　　*

હું તો હતી ગાંડી અને ઉન્મત્ત શી સંસારમાં,
ક્યાં યે પડેલી હોત આજે દુષ્ટ ઉંડા ગારમાં;
વ્હાલા ! તમે આણી દયા મુજ દુષ્ટતા પૂરી હતી,
ઉદ્ધારી લીધી સ્નેહથી લોકે રતી ન કરી છતી !

*　　*　　*　　*

હો લાખવાર દયાલુ દેવ મનુષ્ય કુંદનને કસે,
છો સાત લાખ સવાર રક્ત સમુદ્રમાં સામે ધસે;
ત્હો યે નહીં ડરશો; પડી સહુ ગર્તમાં નીચે જશે,
સ્વામી સમર્થ સખા સદા રાજાધિરાજ વિરાજશે!"

છેલ્લી ઉક્તિ ખરેખર કોઇ સિંહની જ છે.

કાન્ત ગુજરાતીમાં એક અપ્રતિમ વક્તા ગણાતા. એમની એ શક્તિ કાવ્યમાં કે નિબંધ સાહિત્યમાં પ્રકટ થઇ શકે એવી નહોતી. એ શક્તિને ખરેખરો અવકાશ નાટકોમાં જ મળેલો છે. તેમાં પણ ખાસ કરીને ગુરુગોવિન્દસિંહનું પાત્ર સ્વભાવ સામ્યથી અને સમભાવથી તેમના વક્તૃત્વને માટે ઘણું જ અનુરૂપ નીવડ્યું છે. કાન્તનાં ભાષણો સાંભળવાનો જેમને પ્રસંગ મળ્યો હશે, તેમને તો ગુરૂની ઉક્તિઓમાં તેમનો રણકાર પણ સંભળાશે.

આ નાટકો જો કે કાન્તની સર્વ કૃતિઓમાં શ્રેષ્ઠ નહિ ગણી શકાય પણ તેમાં કાન્તની ઉત્કૃષ્ટતાના સર્વ ગુણો છે, અને તે ઉપરાંત એવાં કેટલાક તત્ત્વો છે જે તેમની અન્ય કૃતિઓમાં એટલાં સ્ફુટ નહિ દેખાય. આપણા ભજવી શકાય તેવા અલ્પ નાટક સાહિત્યમાં આ નાટકોનું સ્થાન મહત્ત્વનું છે તેમાં તો કશો સંદેહ નથી.

ધનતેરશ સં. ૧૯૮૦:
ગુજરાત મહાવિદ્યાલય:　　　　રામનારાયણ વિ. પાઠક
અમદાવાદ.

# રોમન સ્વરાજ્ય

## મુખ્ય પાત્રો

સર્વીઅસ ... ... રોમનો રાજા અને ટુલિઆનો પિતા

લુકીઅસ ટાર્કવીન ... રોમના માજી રાજાનો પુત્ર

ટાઇટસ, એરેંસ અને સેક્સટસ..ટાર્કવીનના પુત્રો

કોલ્લેટાઇન ... ... રોમન ઉમરાવ

બ્રુટસ ... ... ટાર્કવીનનો ભાણેજ

લાર્સ પોર્સેના ... રોમની પડોશના રાજ્યનો રાજા

ટુલિઆ ... ... ટાર્કવીનની પત્ની

લુક્રીશીઆ ... ... કોલ્લેટાઇનની પત્ની

ઉપરાંત દરબારીઓ, અમીરો, ગુલામો, દાસીઓ વગેરે.

# ગુરુ ગોવિંદસિંહ

## મુખ્ય પાત્રો

| | |
|---|---|
| ગુરૂ ગોવિંદસિંહ | શીખોના ગુરૂ |
| યશોદા : | ગુરૂના પત્ની |
| અજીતસિંહ<br>જોહરસિંહ<br>તેજસિંહ<br>સત્યસિંહ | ગુરૂના પુત્રો |
| અનોપકુંવર : | લાહોરની એક તવગર ખત્રાણી. પાછળથી હરકિસનસિંહની પડદાહ એ ત. |
| હરકિસનસિંહ : | એક શીખ. |
| મસ્તાન : | ગુરૂનો નિજ સેવક. |
| વીરસિંહ : | એક શીખ. પાછળથી નિર્મળી અખાડાના મહંત. |

ઉપરાંત, મુલ્લાંશાહ, આલમગિર વગેરે.

# રોમન સ્વરાજ્ય



## અંક પહેલો



### પ્રવેશ પહેલો

—:*:—

સ્થળ—અહંકારી ટાર્કીનનું દીવાનખાનું પરદો ઉઘડતાં ટાર્કીન એકલો એક કોચ પર બેઠેલો વિચાર કરતાં કરતાં બોલવા માંડે છે.

#### ટાર્કીન

બસ પોર્સેનાનો કાગળ આવી ગયો. બાપુની મહેરબાની તે યાદ કરે છે. રાજ્યોમાં વંશપરંપરાના હક્કો રહેવા જોઈએ એમ તે માને છે. અહીં રોમમાં પણ બધી તૈયારી થઈ ચુકી છે. છોકરાઓને હજુ કશું જણાવ્યું નથી. આજે હવે જણાવું.

(એક ગુલામ પ્રવેશ કરે છે.)

#### ગુલામ

હજુર, બાપસાહેબ આપને મળવા આવે છે.

#### ટાર્કીન

બેશક. પધારે !

([illegible] પ્રવેશ કરે છે.)

### ટુલીઆ

નવું તો કશું નથી. પણ ઘણા દિવસથી જે વાત ઉચ્ચારી નથી, તે આજ ફરી ઉચ્ચાર્યા વગર રહી શકતી નથી. તમે રાજાના દીકરા છો, લુકીઅસ ! બળમાં અને બુદ્ધિમાં રાજગાદીને શોભાવો તેવા છો. છતાં તમારે એક અમીરની સાધારણ સ્થિતિમાં રહેવું પડે છે, એ શું અસહ્ય નથી ? તમને એમ નથી લાગતું ?

### ટાર્કવીન

લાગે છે, પણ તેને. ઉપાય શો ? આખી પ્રજા તારા બાપને ચાહે છે. ત્રીસ કરતાં વધારે વર્ષથી તેણે રોમનું લાલનપાલન કર્યું છે.

### ટુલીઆ

પણ તેથી શું થયું, લુકીઅસ ? તમે પણ શું મરદ નથી ? ઉત્સાહ અને આગ્રહથી માણસ ધારે તે કરી શકે. ગાદી તમારા બાપની છે: કંઈ મારા બાપના બાપની નથી. હું દીકરી છું છતાં મારા બાપ માટે આમ બોલું છું તે એટલાજ માટે કે મને ઇન્સાફ ગમે છે. તમને હું છો તે કરતાં વધારે મોટા અને ઉંચા જોવા ચાહું છું.

### ટાર્કવીન

મને લાગે છે કે રોમમાં થોડાજ માણસો મારા કરતાં વધારે મોટા અને ઉંચા હશે ! તારો બાપ તો નથીજ. પણ વારૂ, તને ખબર છે કે અમીરો પણ સર્વીઅસને અંતરથી ચાહે છે ?

### ટુલીઆ

અફસોસ ! અરે કાયર ! જ્યારે તમારામાં તાકાત ન્હોતી ત્યારે શા માટે ગરીબ એરંસનું ખૂન કરાવ્યું ? શા માટે તે વખતે ખોટાં વચનો આપ્યાં ? શા માટે મારી બેનને મરાવી ને મને પરણવાની તસ્દી લીધી ? શોભાના ધણી તરીકે તો એરંસ પણ કંઈ ખોટો ન્હોતો. હું તેની સાથે સુખી હતી.

### ટાર્કવીન

અરે ટુલીઆ ! તું શું વિચાર વગર બોલે છે ? જો તારી માફક

હું પણ મારો મીજાજ ખોઇ બેસીશ તો તને બહુ ભારે થઇ પડશે. અરે ! તું શું એમ સમજે છે કે તારા બુઢ્ઢા બાપને ઠાર કરવાની મારામાં હિંમત નથી ?

### ટુલીઆ

હિંમત હોય તો કરી બતાવો. તમારા અગાઉના શબ્દો યાદ કરો. હું તો હવે વાટ જોઇ જોઇને થાકી ગઇ. તમારો બાપ એક પરદેશી હતો, અને તો પણ રોમનો રાજા થએલો. તમારી પાસે એક વાર નહીં પણ બે વાર રોમમાં રાજાઓ બનાવ્યા. હુંજ રાજાની દીકરી છતાં કશું ન કરી શકું, એ મારાથી કેમ ખમાય ?

### ટાર્કવીન

ત્યારે તારા દીલની મુરાદ શી છે ? તારે શું થવું છે ?

### ટુલીઆ

મારે રોમમાં રાણી થવું છે. અત્યારે પણ દીલથી અને આશા-કલ્પનામાં તો હું રાણીજ છું, પણ મારે રીતસર રાણી બનવું છે. બહારથી બીજા કોઇને નમવું પડે એ મારાથી નથી ખમાતું. મનેજ સૌએ નમવું જોઇએ; અને મનેજ સૌ નમે એમ તમારે કરવું જોઇએ

### ટાર્કવીન

તનેજ સૌ નમે ત્યારે તું કોને નમે, ટુલીઆ ?

### ટુલીઆ

તમને, લુકીઅસ !

### ટાર્કવીન

પણ તારા ઘરડા બાપને ગાદીએથી ઉઠાડી મૂકશું, તો આપણું બુરૂં નહીં બોલાય ?

### ટુલીઆ

આખી આલમ જાણે છે, કે રાજ્ય મેળવવામાં સગપણો ટકતાં નથી. બાકી તો મગદુર કોની છે કે આપણી સામે એક અક્ષર પણ

બોલી શકે ? આપણા જેવી ઉંચી પદવીનો એક મોટો લાભ એ છે કે માણસો મનમાં ગમે તે માને અને સમજે અને પીઠ પાછળ ગમે તે બોલે; પણ રૂબરૂ કે જાહેરમાં કોઇથી કશો ચું કે ચાં થઇ શકે નહીં !

### ટાર્કવીન

અરે વાહરે, મારી બહાદૂર ટુલીઆ ! ત્યારે સાંભળ. તું ધારે છે તેવો હું શાંત બેસી રહ્યો નથી. ઘણી ખરી-બધી તૈયારીઓ થઇ ચુકી છે.

### ટુલીઆ

શું કહો છો, લુકીઅસ ! અને અત્યાર સુધી મને અંધારામાં રાખી ! કશીજ ખબર પડવા ન દીધી !

### ટાર્કવીન

માત્ર તને રાજી કરવાને. જો, સાંભળ. ઘણા અમીરો આપણા પક્ષમાં આવી ચુક્યા છે. કેટલાકને મેં બક્ષીસો આપી છે; કેટલાકને માત્ર લાલચો; અને કેટલાકને મારા બાપે તેમને માટે જે કર્યું હતું તેની યાદી આપી છે. હવે ફક્ત એક દિવસ લાગ જોઇને ઘા કરવાનો બાકી છે. દોસ્તોને લઇને સેનેટમાં જઇશ, તખ્ત પર બેસીશ, તાજ ધરાવીશ, અને જો સર્વીઅસ હા ના કરવા આવશે, તો તેને જાનથી મારી નાખીશ. બોલ, એ ઘાટ કેવો લાગે છે ?

### ટુલીઆ

ફક્કડ. બરાબર બહાદૂર આદમીને ઘટે તેવો. વારૂ, એ વિચાર ક્યારે પાર પાડવા ધારો છો ?

### ટાર્કવીન

એટલાથી બસ નથી. ખાનગી પગારો આપીને મેં હથીઆરબંધ માણસોની એક સારીજેવી ટુકડી તૈયાર કરી છે. ખરે વખતે કોઇ હા ના કરે, તેનું માથું ધડથી પડવું જોઇએ અને એ કામ દર વખત મારા પોતાથી કે સ્નેહી અમીરોથી ન થાય.

### ટુલીઆ

તમે દુરંદેશી ને બધી રીતે કુશળ છો.

### ટાર્કવીન

વળી મેં આસપાસના રાજાઓ સાથે સંદેશા ચલાવ્યા છે. લાર્સ પોર્સેનાનો કાગળ આવી ગયો છે. બીજા પણ ઘણા ખરા મને અનુકુળ થયા છે.

### ટુલીઆ

તમારી શી તારીફ કરૂં !

### ટાર્કવીન

તારીફની ખાતર આ બધું હું તને કહેતો નથી. માત્ર એટલા માટે કહું છું કે તૈયારી કેટલી બધી કરવાની હતી તે તારા ધ્યાનમાં આવે અને વખત નકામો ગએલો ન લાગે.

### ટુલીઆ

હવે તો મને બધી ખાત્રી થઇ ચુકી !

### ટાર્કવીન

મારાં અગાઉનાં વચનો પ્રમાણે તૈયારી પુરેપુરી લાગે છે?

### ટુલીઆ

પુરેપુરી. માફ કરજો. મારાથી ઉતાવળમાં વધારે પડતું બોલાઇ ગયું. પણ તમારી પદવીને માટે દાઝ સિવાય બીજી મને કશી લાગણી નહોતી, અને નથી.

### ટાર્કવીન

તે હું જાણું છું, સારી રીતે જાણું છું, ટુલીઆ ! સિંહણની સાથે લગ્ન કરવું એ જેવી તેવી વાત નથી. મેં કર્યાં ત્યારે બાનુ ટુલીઆના ખુશમીજાજની મને બરાબર ખબર હતી.

### ટુલીઆ

અને હું પણ સિંહ સમજીનેજ મોહી પડી છું. જોઉં છું કે મારી ભુલ થઇ નથી.

(આલિંગન આપે છે, અને બંને જાય છે.)

---

# પ્રવેશ બીજો

**સ્થળ—રોમમાં સેનેટ હાઉસ. પડદો ઉપડતાં ટાર્કવીન તખ્ત પર બેઠેલો દેખાય છે; અને કેટલાક સેનેટરો એક પછી એક આવી પોતપોતને આસને બેસે છે.**

## ટાર્કવીન

હું જોઉં છું કે મારા હુકમને માન આપી બધા મુખ્ય મુખ્ય ગૃહસ્થો હાજર થઈ ગયા છે. તો સાંભળો, ગૃહસ્થો! મરહુમ રાજાના એટલે મારા બાપના અકાલ મરણ પછી એક ગુલામ, માત્ર એક સ્ત્રીની મહેરબાનીથી રાજ્યને બથાવી પડ્યો છે. તેનો બાપ પણ ગુલામ હતો. લોકોએ તેને પ્રસંદ કર્યો નહોતો, કે તમે તેને સંમતિ આપી નહોતી. તે નીચ કુળમાં જન્મ્યો છે, અને આવી રીતે રાજા બન્યો છે. માટેજ પોતે જે વર્ગનો છે તે હલકા વર્ગને તે હમેશાં ઉત્તેજન આપતો આવ્યો છે. બીજાઓની કુલીનતા તરફ તેને ધિક્કાર છે. સારા સારા ગૃહસ્થોની જમીનો ખુંચવી લઈને તેણે હલકા લોકોમાં વહેંચી આપી છે. પહેલાં કર આખી પ્રજા ભરતી હતી. તેણે એવી ગોઠવણ કરી છે કે કરનો બોજો આબરૂદાર માણસો ઉપરજ પડે છે. વસ્તીની ગણતરી અને સૌની મીલ્કતની નોંધ તેણે કરાવી છે, તે એટલાજ માટે કે વધારે ધનાઢ્ય શહેરીઓની બીજાઓને અદેખાઈ આવે. તેનો અંદરનો હેતુ એ લાગે છે કે વખત આવે ત્યારે ધનવાનો પાસેથી ધન પડાવી લઈને પછી તે કંગાલોમાં લુંટાવવું! આવા નાલાયક અને હક્ક વગર રાજ્યના માલેક થઈ પડનારને મારાથી તો વધારે વાર સંખાય તેમ નથી. હું ધારૂં છું અને ખાત્રી છે કે મેં આજે જે પગલું ભર્યું છે તે તમે સૌ વાજબી ગણશો અને તેમાં તમારી સંમતિ આપશો. બોલો તમે સૌ મને રાજા તરીકે કબુલ રાખો છો કે નહીં?

## મેમીલીઅસ

આપ નામદાર ખરૂં કહો છો. આપજ અમારા સાચા રાજા છો. એ સર્વીઅસનું શાસન બંધ પડવું જોઈએ!

### હોરટીલીઅસ

એવા નાલાયક ગુલામને તો કતલ કરવો ઘટે!

### ટેટીઅસ

એને અહીંજ પકડી મંગાવીએ તો કેમ?

### મેમીલીઅસ

આ તે પોતે આવે! સાથે કેટલાક હથીઆરબંધ માણસો પણ છે. સાવધાન ટાર્કવીન!

(સર્વીઅસ કેટલાક માણસો સાથે પ્રવેશ કરે છે.)

### સર્વીઅસ

(તખ્ત પાસે જઇને)

કેમ રે ટાર્કવીન! બેવકુફ! આ શું તોફાન છે? તું કોના તખ્ત પર બેસી ગયો છે? કોના અધિકારથી તું સેનેટ બોલાવે છે? અરે કમબખ્ત! ઉતરી જા જલ્દી!

### ટાર્કવીન

અરે ગુલામ! તને ખબર નથી કે હું માજી રાજાનો દીકરો છું એટલે આ મારા બાપનુંજ તખ્ત છે? તારા કરતાં આ આસને બેસવાનો મારો હક્ક વધારે છે. તેં રાજ્ય બથાવી પાડીને લાંબા વખત સુધી આ ગૃહસ્થોને અપમાન આપ્યું છે. હવે તારૂં આવી બન્યું સમજ!

### સર્વીઅસના સાથીઓ

અરે, રાજાનું આવું અપમાન? મારો! કાપો!

(બધા ધસે છે.)

### ટાર્કવીન

ચાલ્યા આવો!

(બધા સજ્જ થઇ જાય છે. ટાર્કવીનના હથીઆરબંધ માણસો દોડી આવી સર્વીઅસના સાથીઓને મારે છે. સર્વીઅસ ઝખમી થાય છે. તેને પોતાના સાથીઓ કપાતાં નસવું પડે છે.)

### હોસ્ટીલીઅસ

હજુર, મને રજા છે કાંટાને પુરેપુરો દાબીને કચરી નાખવાની ?

### ટાર્કવીન

૧. બે–ચાર બહાદૂર માણસો લઈને જાઓ, અને જે કરો તે જલ્દી કરો ! અમે થોડીવાર અહીંજ રહેશું.

(બે દાસીઓ સાથે ટુલીઆ પ્રવેશ કરે છે.)

### ટુલીઆ

મહારાજા ટાર્કવીનનો વિજય થાઓ !

### ટાર્કવીન

તમે અહીં, ટુલીઆ ? આ સ્થાન હાલ બાનુઓની હાજરીને લાયક રહ્યું નથી.

### ટુલીઆ

મહારાજા ટાર્કવીનને મુબારકબાદી આપવાનું આજ સ્થાન છે !

### હોસ્ટીલીઅસ

(પ્રવેશીને)

મહારાજા ટાર્કવીનનો વિજય થાઓ ! સર્વીઅસનો જીવ તેના દેહમાં નથી !

### ટાર્કવીન

એ પણ સારૂં થયું. વારૂ, હવે ?

### ટુલીઆ

હવે સંગીત ! સંગીત વગર રાજ્યારોહણની ક્રિયા પુરી ગણાયજ નહીં. દરમ્યાન હું પોતે આપને રાજમુગટ પહેરાવું, અને હાથમાં રાજ-દંડ આપું.

(મુગટ પહેરાવી હાથમાં દંડ આપે છે.)

અરે ! બોલાવો ગાવાવાળી દાસીઓને ! અહીં આવી મહારાજનું અનરંજન કરે !

ગાવાવાળી દાસીઓ આવી, ચક્રમાં ગોઠવાઇ જાય છે.)

## દાસીઓ

શુભ સદા વરસજો મહારાજા !
કરી તમામ રિપુને વડી સજા !
જય બધે કરો, જશ જગે ભરો,
જન પીડા હરો, રતિસરે સરો,
દીલ મહીં ઠરો, ભવ સુખે તરો !
પિતાની શુભ કીર્તિને વધારે ઓપ આપજો:
પ્રજાનાં પ્રેમથી રાજા ! ક્લેશ ને કષ્ટ કાપજો !
સકલ સુરવરો
બલ ફલ વીતરો !
માગીએ અમે:
રહો સુખી તમે !
દુઃશાસનો નમે:
કો નહીં દમે:
શોક સૌ શમે:
સંપદે રમે !

(નાચે છે. ધીમે ધીમે સૌ જાય છે.)

# પ્રવેશ ત્રીજો.

**સ્થળ—રોમમાં એક એકાંત ભાગ. બ્રુટસ પ્રવેશ કરે છે**

**બ્રુટસ**

આહ ! રાજાનું ખુન ! અને તે પણ સર્વીઅસ જેવાનું ! અરે રોમ ! રોમ ! તારૂં આ શું થવા બેઠું છે ? ઓ જન્મભોમ ! માતર ! આ જુલમ કેમ સાંખ્યો જાય ! આહ ! લોહી ઉકળે છે, રૂંવેરૂંવાં ઉભાં થાય છે. શું કરૂં ?

ટાર્ક્વીનને ઝમ્બે કરી શકું. પણ ટાર્ક્વીનને એકને કાપી નાખવાથી રાજાના રિવાજને કાપી શકાતો નથી ! મારે તો એક એ રીવાજનેજ નાબુદ કરી નાંખવો છે. રાજા એટલે કોણ ? પ્રજામાં પોતાના તેજસ્વી ગુણોથી જે સર્વોપરિ વિરાજે તે ર[illegible] !

ગરીબ બિચારા રોમના લોકો ! તમે શું એટલી વારમાં ભૂલી ગયા કે રોમમાં વંશપરંપરાનો હક્ક પહેલેથીજ મનાયો નથી ? ટાર્ક્વીન અગાઉના રાજાનો દીકરો છે, એ ખરી વાત. પણ રાજાનો દીકરો થયો તેથી શું ? રાજાનો દીકરો છતાં દારૂમાં અને દુષ્ટતામાં પડ્યો રહે, તો તે ગુલામથી પણ હલકો બની શકે છે. અને ટાર્ક્વીન તો ખુની છે !

મહાન્ જ્યૂપિતર્ ! તારી શું એવી ઇચ્છા છે કે આવા ત્રાસદાયક બનાવો બનવાને લીધે રોમમાં સ્વતંત્રતાનો નહિ, પણ મોક્ષનો અને સ્વરાજ્યનો ઉદય વહેલો થાય ? જ્યાં સુધી જુલમ ને અન્યાયને માત્ર સહી લેવાની વૃત્તિ છે, ત્યાં સુધી માણસમાં માણસાઇ નથી. ખરી માણસાઇ—ખરૂં પુરૂષત્વ અને સ્ત્રીત્વ—મોક્ષની હવામાંજ ખીલી શકે છે. એ મેળવવા સારૂ સારાસારા માણસોને પોતાનાં લોહીનો ભોગ આપવો પડે, તેમનાં બાલબચ્ચાંની ખુવારી થાય, કૈં કૈં આક્રંદો પડે, અને વેદનાના વરસાદ વરસે, તોપણ છેવટે જો તેથી મોક્ષ મળે, તો દેશને લાભજ છે.

પણ ટાર્ક્વીને માત્ર રાજાનું જ ખુન કરાયું નથી ! બીજી કતલ પણ તેણે કેટલી બધી ચલાવી છે ! મામા !- મારા ભાઇને—તારી સગી

બ્હેનના દીકરાને કાપી નંખાવતાં તારૂં કાળજું શું કંપ્યુંજ નહીં? પાપી ! પાપીને લાગણી શી ? પણ યાદ રાખ, મામા ! હું તને છોડવાનો નથી ! તું હજી મને ઓળખતો નથી ! અત્યાર સુધી એકાંતમાં રહીને મેં અભ્યાસજ કર્યો છે, એટલે તુ મને અશક્ત સમજે છે, ઠીક છે. હું જડતાનો પુરેપુરો દેખાવ ધારણ કરીશ. બ્રુટસ તમે બધા કહો છો તો બહારથી 'બ્રુટસ'જ રહીશ. બળતા હૃદયને અને તેજસ્વી બુદ્ધિને બરાબર વખત આવતાં સુધી ઢાંકી રાખીશ, અને દુનીઆને જુદું સ્વરૂપ દેખાડીશ ! પણ નીચ ખુની ! એક દિવસ એવો અવશ્ય આવશે, કે જ્યારે તને તારાં દુષ્ટ કર્મોની સજા પુરેપુરી મળશે, અને તે આ હાથથી !

મારી જાગીર પર તારી નજર છે એ હું જાણું છું. જાગીર જશે તેની મને પરવા નથી. બ્રુટસ તને નિર્માલ્ય લાગશે. છો લાગે ! બ્રુટસમાં કઈ આગ ભરી છે તે અત્યારે તને કે કોઈને બતાવવાની કશી જરૂર નથી.

પણ મારા ભાઈના ખુન કરતાં મારા દેશની તું જે પાયમાલી કરવા બેઠો છે તેથી મને ઘણું વધારે લાગે છે. દેશદ્રોહ એ ઘોરમાં ઘોર પાપ છે. રોમન સેનેટનું શું ન્યાયી બંધારણ ! આગળના રાજાઓની શી સમાન રાજનીતિ ! ક્રૂર ટાર્કવીન ! તું એ બધાં પર પાણી ફેરવે છે. પણ હરકત નહીં. તને જોઉં છું. પ્રભુની છુપી પોલીસને તારી બાતમી મળી ચુકી છે !

(નેપથ્યમાં અવાજ થાય છે.)

" અરે ગઝબ ! ગઝબ ! જુલમ ! જુલમ ! "

આ અવાજ ક્યાંથી આવે છે ? ચાલ, જઈને તપાસ કરૂં !

(ત્વરાથી જાય છે.)

---

## પ્રવેશ ચોથો.

સ્થળ—રોમમાં એક જાહેર માર્ગ. રાજા સર્વીઅસનું શબ રસ્તામાં પડ્યું છે ટુલીઆનો રથ હાંકનાર તે જોઇને ચમકે છે.

### સારથિ

અરે ગજબ ! ગજબ ! જુલમ ! જુલમ ! બાઈ સાહેબ, જુઓ તો ખરાં !

### ટુલીઆ

કેમ રે ! રથ રોકે છે ? શું જોવાનું છે ?

### સારથિ

આ રાજા સર્વીઅસનું શરીર પડ્યું છે. જીવ નથી !

### ટુલીઆ

અરે મૂર્ખ ! તેમાં શું થયું ? તેના એજ હાલ થવા ઘટે. ચલાવ તેના શરીર પર થઇને મારો રથ !

### સારથિ

પણ બાઈ સાહેબ, આપના બાપનું આ શબ છે.

### ટુલીઆ

કમજાત ! તારે પોતાને મરવું છે કે જીવવું છે ? ચલાવ રથ તેના ઉપર થઇને ! ભલે પૈડાં એ લોહીથી રંગાય ! હું તને હુકમ કરું છું. ચલાવ !

### સારથિ

તોબા ! તોબા ! પણ અફસોસ ! ગુલામથી હુકમની સામે થઇ શકાતું નથી !

(રથ હાંકે છે. સ્ત્રીઓનું એક ટોળું આવી પહોંચે છે.)

### લુક્રીશીઆ

મહાકોપનાં ચિહ્નો દેખાય, મહાકોપ !

### ૧ લી સ્ત્રી

ક્યાં ?

### લુક્રીશીઆ

અહા ! લોપ શો નીતિનો પેખાય ! મહાકોપ !

### ૨ જી સ્ત્રી

પણ થયું શું ?

### લુક્રીશીઆ

પિતાદેહ પુત્રીથી છુંદાય ! મહાકોપ.

### ૧ લી સ્ત્રી

અરે ક્યાં ? ક્યાં ?

### લુક્રીશીઆ

જુએ આ પડી રાજા કેરી કાય ! મહાકોપ !
પિતાના દેહની ઉપર ચલાવી આપની ગાડી,
બનાવી રોમમાં પાપી જહન્નમના સમી ખાડી;
અરેરે ! દુષ્ટ ટુલીઆ, શું ન આવી કૈં તુજને લાજ?
અરે ! ધિક્કાર છે ! ફીટકાર છે એ તખ્ત ને એ તાજ !
અનર્થ આ નહીં શુરો સહે, નહીં સજા વિના સુખ મહીં રહે;
અધર્મીને પ્રજાળશે અધર્મ, સૌ નીહાળશે !
નહીં આ શહેરમાં સારાંનો હવે વાસ ઘટે:
ખરી મનુષ્યતા આવી હવામાં ખાસ ઘટે !
કોલ્લેટીઆ જઈને ત્યાં જ અમે તો રહેશું:
જ્યાં લગી અહીં ન પાપ તણો ત્રાસ મટે !

### ૧ લી સ્ત્રી

પણ બેન, અમે ક્યાં જઇએ ? અમારે બીજે ક્યાંય ઘર નથી.

### ૨ જી સ્ત્રી

ઘર મૂકીને ક્યાં જવાય, બેન ? અમારે તો જે માથે પડશે તે સહન કર્યા વગર છુટકો નથી.

### લુક્રીશીઆ

જેમનાથી જઇ શકાય, નહીં, તેમને બહારગામ જવાનું હું કહેતી નથી. હું તો માત્ર મેં જે ઠરાવ કર્યો છે તે તમારી પાસે જાહેર કરૂં છું. આ "ગોઝારી" શેરી છે. તે પર નજર કરવા પણ હું રાજી નથી.

### ૧ લી સ્ત્રી

એ ઠીક નામ આપ્યું, બેન ! ચાલો, આપણે સૌ તેને "ગોઝારી" શેરી કહેવા માંડીએ; એટલે આખા રોમમાં એ નામ પ્રસરી જશે.

### બધી સ્ત્રીઓ

ગોઝારી શેરી ! ગોઝારી શેરી ! ગોઝારી શેરી !

### લુક્રીશીઆ

બહેનો, જુઓ તો ખરાં ! ટુલીઆ જેવી તે કોઇ દીકરી હોય ? કોઇ સ્ત્રી હોય ? પોતાના બાપને મારી નંખાવતાં અને તેના લોહી ઉપર—અરે ! તેના શબ ઉપર—રથ ચલાવતાં કોઇનો જીવ ચાલે ! એવી સ્ત્રી જ્યારે રાણી થશે, ત્યારે કોણ જાણે શો ધાણ વળશે !

### ૧ લી સ્ત્રી

ટુલીઆ સ્ત્રી નહીં પણ રાક્ષસી છે. તેના દીકરાઓનેજ, જુઓને હજી તો ઉગીને ઉભા નથી થયા ત્યાં તો પરાક્રમ ઝળકાવવા માંડયા છે.

### ૨ જી સ્ત્રી

શું રામ ઉપર દૈવી કોપ ઉતર્યો છે? નહીં તો આવા બનાવો શા માટે બને?

### લુકીશીઆ

મહાકોપનાંજ આ બધાં લક્ષણો છે, પણ આપણે જાણી શકતાં નથી. જો દેવોની ઇચ્છા રોમનું ભલું કરવાની હશે તો આવા સંજોગોમાંથી પણ ભલું થઇ શકશે.

### ૧ લી સ્ત્રી

અમને તો એવું કંઇ દેખાતું નથી, બેન! અમને તો રોમની દુર્દશાજ દેખાય છે.

### લુકીશીઆ

તો ચાલો, આપણે સંકટનિવારણ માટે વેસ્ટા માતાની પ્રાર્થના કરીએ.

મહાકોપના ચિહ્નો દેખાય, મહાકોપ!

### સૌ સ્ત્રીઓ

સત્ય જનનિ! અમ દુઃખ હરજો!
વિષમ આ વખતમાં નિજ ગણી,
દયા દીલ ધરજો:
કષ્ટ દૂર કરજો!
અન્ય છે ના સ્થાન એવું જ્યાં કશું કહેવાય:
આપદા બુરી, જનેતા! શી રીતે સહેવાય?
સકરુણ નિજ જન પર બનજો:
હૃદય ઉતારજો! અમીરસ ઝરજો!

(ગાતાં ગાતાં સૌ જાય છે.)

---

## પ્રવેશ પાંચમો

---

**સ્થળ—કાલ્લેટીઆમાં કાલ્લેગાયનનો મઠ.**

**(લુક્રીશીઆ હાથમાં એક હાર નચાવતી અને ગાતી ગાતી સખીઓ સાથે પ્રવેશ કરે છે.)**

### લુક્રીશીઆ

સ્વામીના કંઠમાં પહેરાવું હાર !
સુંદર શાં નવલાં કુસુમો:
નવલાં: ધવલાં: વિમલાં: કુમલાં ! સ્વામીના...

### ૧ લી સખી

સખી, જરા સબુર કર, ધરાં ઉપર ધર,
પરાગ તવ ચરણથી ઝરે !

### લુક્રીશીઆ

વારૂ, વારૂ !

### ૨ જી સખી

સખી, નવીન રસ અહીં વિલીન તવ ઉર
રખે કવચપટ થકી સરે !

### લુક્રીશીઆ

જા, ગાંડી ન થા !

### ૩ જી સખી

નવા નવા સખી, વિલાસમાં, ઉરઅભાસમાં,
પતિની પાસમાં, મૃદુ સુહાસમાં, મતિ રખે ગુમાવ !

### લુક્રીશીઆ

પ્રાણપતિ પાછળ હું ઘેલી, સખી ! ખેલી, સખી !

[કિલ્લેટાઇન અચાનક પ્રવેશ કરે છે.]

**કોલ્લેટાઇન**

આ તરુની વેલી, સખી ! કેવી કરે કેલિ, સખી !

**લુક્રીશીઆ**

સ્વામીન: કંઠમાં પહેરાવું હાર !

(પહેરાવે છે. સખીઓ જાય છે.)

પણ મારે તમારી સાથે રીસાવું છે ! સવારે મને એકલી મૂકીને કેમ ચાલ્યા ગયા ? તમારો પગજ કેમ ઉપડ્યો ? હું એવા શા અપરાધમાં આવેલી કે તમારે એમ કરવું પડ્યું ?

**કોલ્લેટાઈન**

અરે ! શું હું સવારમાં એકલો ફરવા પણ ન જઇ શકું ? મને એટલી પણ છુટ નહીં ?

**લુક્રીશીઆ**

એકલા જવાની નહીં. તમારે મને ઉઠાડવી ઘટતી હતી.

**કોલ્લેટાઇન**

શું વહેલાં સવારમાં તને સાથે આવવાની તસ્દી આપવી ? શું તારી મીઠી ગુલાબી નીંદરમાં ભંગ કરવો ?

**લુક્રીશીઆ**

હૃદયની શાંતિમાં ભંગ થાય તે કરતાં નીંદરનો ભંગ હજાર દરજ્જે સારો ! કારણકે મને ઉંઘમાં તમારા જવાની ખબર પડે છે. અને હું જાગી જાઉં છું, એ વાતનો તમને ઘણીવાર અનુભવ થયો છે. ઓ વહાલા ! મને કેટલી કેટલી અને કેવી કેવી ચિંતાઓ થાય છે તે તમને ક્યાં કહેવા બેસું ?

**કોલ્લેટાઈન**

ગાંડી લુક્રીસી ! શું મારી પણ તારે ચિંતા કરવી ઘટે ?

**લુક્રીશીઆ**

હા, મારા કોલ ! કદાચ સ્ત્રીઓ માતાઓ હોવાથી તેમનું હૃદય સ્વાભાવિક રીતે ચિંતાતુર રહેતું હશે.

### કોલ્લેટાઈન

પણ હું તને કેમ જગાડી શકત ? તું ન્હાના કુમારને ધવરાવીને તરતની સુતેલી હતી. મારું દીલ જગાડતાં ન ચાલ્યું.

### લુક્રીશીઆ

છતાં તમે જો જગાડી હોત તો હું જરૂર સાથે આવત.

### કોલ્લેટાઈન

તને એટલું વહેલું સાથે ચાલવું ગમત ? ગુલાબી નીંદરને છોડીને પણ ?

### લુક્રીશીઆ

હા, વહાલા ! મને હમેશાં સહચાર ગમે છે, વિયોગ નથી ગમતો. તમને વિયોગ ગમે છે ?

### કોલ્લેટાઇન

વિયોગ ? વિયોગ તે કોઈને ગમી શકે ?

### લુક્રીશીઆ

ત્યારે એકલા જવાની તમને કેમ ઇચ્છા થાય છે ? ન્હાના કુમારને જોતાં જોતાં ઘરમાંજ બેસી રહેવાની કેમ નથી થતી ?

### કોલ્લેટાઈન

શું બહાર જવાની ઇચ્છાજ ન થવી જોઇએ ?

### લુક્રીશીઆ

બીલકુલ નહીં, મારા કોલ ! એકલા બહાર જવાની નહીંજ.

### કોલ્લેટાઇન

એ તો જુલમ કહેવાય, લુક્રીસી !

### લુક્રીશીઆ

ત્યારે એ સ્પષ્ટ છે કે તમને ક્ષણેક્ષણનો સહચાર પસંદ નથી. તમને અમારા સિવાય બીજી પણ કોઈ વસ્તુની અપેક્ષા રહે છે ખરી !

### કોલ્લેટાઇન

કેમ ન રહે?

### લુક્રીશીઆ

હું તમને ચાહું છું એજ રીતે જો તમે મને ચાહતા હો તો ન રહે!

### કોલ્લેટાઇન

શું? હું તને બરાબર ચાહતો નથી? અફસોસ! "વર્ષોના સહવાસથી પણ, અરે! જાણ્યો નહીં તેં મને!" ખેર તો મારે શા માટે પાસે રહીને ચાહ વગરનું દર્શન આપવું?

(કોલ્લેટાઈન જવા માંડે છે.)

### લુક્રીશીઆ

અરે!

" जीवत्सु तातपादेषु नवे दारपरिग्रहे ।
मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ॥ "

(કોલ્લેટાઈન પાછા આવે છે.)

### કોલ્લેટાઈન

લુક્રીસી, આમ છેક જુલમ ન કર. ચાલ હવે ડાહી થઇ જા!

(તેને અડકવા જાય છે.)

### લુક્રીશીઆ

(હઠી જઇને)

નહીં, મને અડકશો નહીં! પ્રથમ વચન આપો, કે હવેથી એ પ્રમાણે કહ્યા વગર બહાર નહીં જાઓ!

### કોલ્લેટાઇન

તું જીતી, અને હું હાર્યો! લે આ વચન આપું છું.

(બંને ભેટે છે, અને અંતઃપુરમાં જાય છે.)

---

# પ્રવેશ છઠ્ઠો

---

### સ્થળ—રોમમાં એક રાજમાર્ગ.

(ટાઇટસ અને એરંસ વાત કરતા પ્રવેશ કરે છે.)

**ટાઇટસ**

ભાઈ એરંસ ! રાજમહેલના થાંભલામાંથી જે સર્પ નીકળ્યો તેની શી વાત કહું ? તું હાજર હોત તો ચકિત થઈ જાત ! ચોતરફ ફર્યો ! એવો મોટો અને ચકચકિત ! બાપુજીને હૃદયમાં દર્દ થઈ આવ્યું. ઇટ્રસ્કન જોશીઓને બોલાવ્યા. એમણે કૈં કૈં ખુલાસા કર્યા. મહારાજાને કશાથી સંતોષ ન થયો. છેવટ આજ્ઞા કરી છે કે આપણ બન્નેએ ડેલ્ફીને મંદિરે જવું અને ત્યાંની દેવવાણી પાસેથી ખુલાસો લઈ આવવો. એક સારૂ વહાણ તૈયાર કરવાનો હુકમ આપી દીધો છે અને સાથે ગમે તેટલાં માણસો લઈ જવાની છુટ છે. બોલ, હવે શું કરશું ?

**એરંસ**

ડેલ્ફીને મંદિરે જવું ? મુસાફરી લાંબી અને આકરી તો લાગશે. વારુ, સાથે કોને લેશું ?

**ટાઇટસ**

મને લાગે છે કે બ્રુટસને સાથે રાખીશું તો આપણને ઠીક આનંદ થશે. દાસદાસીઓ ગમે તેટલાં સાથે આવશે તેની અડચણ નથી, પણ બહારનાં માણસોમાંથી બીજા કોઇને પસંદ નહીં કરાય, કારણ કે દેવવાણીની પારકાને ખબર ન પડે એવી બાપુજીની ઇચ્છા છે. પણ બ્રુટસ તો ચક્રમ છે એટલે કશું સમજવાનો નથી !

**એરંસ**

એ વિચાર ઠીક છે. તાકડે બ્રુટસ પોતેજ આ તરફ આવે છે ! તેને કહીએ.

(બ્રુટસ પ્રવેશ કરે છે.)

**ટાઇટસ**

આવો, ભાઇ બ્રુટસ ! છો તો ખુશીમાં ?

**બ્રુટસ**

કોણ હું તમારો ભાઇ ? નહીં, રાજકુમાર ! હું તમારા ઘરનો ભાણેજ ખરો: પણ તમારો ભાઇ નહીં !

**એરંસ**

કેમ રે બ્રુટસ ! તમે અમારી સાથેના સંબંધની અવગણના કરો છો ?

**બ્રુટસ**

અવગણના નહીં. તમે ટાર્કવીનો રૈયત હતા ત્યાં સુધી તમને ભાઇ કહેવામાં હરકત નહોતી. પણ હવે ગાદી મળી એટલે રાજકુટુંબ સાથે સગપણ ધરાવવાનું મારૂં ગજું નથી. મારૂં માથું ધડ ઉપર રાખવા જેટલી અક્કલ તો મારામાં છે !

**ટાઇટસ**

વારૂ, બ્રુટસ ! પણ રાજમહેલના બનાવની તો ખબર છે ના ?

**બ્રુટસ**

નહીં, મને કશીજ ખબર નથી. વળી શું થયું છે ?

**ટાઇટસ**

એક મોટો ભયંકર સર્પ થાંભલામાંથી નીકળીને ચોતરફ ફરી અદૃશ્ય થઈ ગયો, અને તેટલા માટે અમને ડેલ્ફી જવાનો હુકમ થયો છે.

**બ્રુટસ**

ઓ: હો ! ત્યારે તો તમને મઝા પડશે !

**એરંસ**

પણ ટાઇટસે અને મેં ઠરાવ કર્યો છે કે તમને પણ સાથે લેવા.

**બ્રુટસ**

કેમ, તમારો વિદૂષક બની તમને હસાવવા સારું કે?

**ટાઈટસ**

વિદૂષક નહીં, પણ—

**બ્રુટસ**

તમને વિનોદ કરાવવાને. અસ્તુ. વિનોદ તો હું એટલો બધો કરાવીશ કે હસી હસીને તમારાં પડખાં દુઃખવા આવશે. વારુ, કોલ્લેટાઇન આવે છે કે?

**એરંસ**

ના. કોલ્લેટાઇન ઇશ્કબીમારીથી હેરાન છે. તે કહે છે કે લુક્રીસી રજા આપતી નથી. ખેર, તમને તો સતી કે મતિ કોઈ રોકનાર નથી. તો આશા છે, કે તમે ના નહીં પાડો.

**બ્રુટસ**

બંને રોકનાર હોત તો પણ હું તમારું વચન ઉથાપત નહીં. વારુ, ચાલવાનું ક્યારે છે?

**ટાઇટસ**

બે દિવસમાં. ટાઈબરના નવા ઘાટ ઉપર આજથી ત્રીજે દિવસે, સવારમાં આવી મળશો કે? સલામ!

**બ્રુટસ**

સલામ, રાજકુમાર! જરૂર આવી મળીશ.

(બ્રુટસ જરા આગળ ચાલી ઉભો રહે છે. ટાઈટસ અને એરંસ ફરતા ફરતા ગાય છે.)

**ટાઇટસ, એરંસ**

ચાલો, ચાલો, ચાલો, તૈયારી કરીએ!

ડેલ્ફીની છે યાત્રા લાંબીઃ

પારાવારમાં છે દ્વાર તોયે, યાર!

લેશું બ્હાર એ નિર્ધાર, ના કે વાર!

શરાબ લઈને સમુદ્ર તરશું:
નવી નવી કૈં મઝાઓ કરશું:
ઉદાસી સઘળી દીલથી હરશું:
બધા મુલકમાં સુખેથી ફરશું!
છે ઉત્સાહ અંગે અંગ:
લઈએ લ્હાવ યારો સંગ:
જો જો કેમ ખીલે રંગ!

(બંને જાય છે.)

## બ્રુટસ

હા! ટાર્કવીનને ગાદી પર બેઠાને પાંચ વર્ષ વીતી ગયાં! એટલા વખતમાં તેણે શું શું કીધું? સેક્સટસના પ્રપંચથી ગેબીઆઈ લીધું. એરીશીઆના ટર્નસ હર્ડોનીઅસને મારી નંખાવ્યો. જુપીટરનું મોટું દેવાલય અને બીજાં મકાનો બંધાવવામાં પ્રજાને બળાત્કારે કામ કરવું પડે છે, તેથી ઘણા કાયર થયા છે. પણ ટાર્કવીન પ્રજાની કે સેનેટની દરકાર કરતો નથી. તેણે પોતાનો પક્ષ એવો જમાવ્યો છે કે તેની સામે શી રીતે થવાય એ કોઈને સૂઝતું નથી. વારૂ, ફીકર નહીં. પાપનો ઘડો ભરાતો જાય છે. લશ્કરી સીપાઈમાં પણ ઘણાનાં દીલ મેં તપાસ્યાં છે. હજી વધારે જુલમ અને ત્રાસ ભલે થાય. થોડા વખતમાં ટાર્કવીનની આસપાસ મોટી આગનો બધો સરંજામ એકઠો થઈ જશે અને પછી એક ચીનગારી પડતાં તે તમામ અહંકારી કુટુંબ બળીને ભસ્મ થશે એમાં કશો શક નથી. ચાલ, હાલ તો મારા ભવિષ્યના વિચારોને ડેલ્ફીની દેવવાણી કેવું ઉત્તેજન આપે છે તે જાણવાના પ્રસંગનો ઉપયોગ કરી લઉં. ટાઈટસને અને એરંસને બીચારાઓને ખબર નથી કે કોને તેઓ સાથે લઈ જાય છે!

(જાય છે.)

---

**બ્રુટસ**

કેમ, તમારો વિદૂષક બની તમને હસાવવા સારૂં કે?

**ટાઈટસ**

વિદૂષક નહીં, પણ—

**બ્રુટસ**

તમને વિનોદ કરાવવાને. અસ્તુ. વિનોદ તો હું એટલો બધો કરાવીશ કે હસી હસીને તમારાં પડખાં દુઃખવા આવશે. વારૂ, કોલ્લે-ટાઇન આવે છે કે?

**એરંસ**

ના. કોલ્લેટાઇને ઇશ્કબીમારીથી હેરાન છે. તે કહે છે કે લુક્રીસી રજા આપતી નથી. ખેર, તમને તો સતી કે મતિ કોઈ રોક-નાર નથી. તો આશા છે, કે તમે ના નહીં પાડો.

**બ્રુટસ**

બંને રોકનાર હોત તો પણ હું તમારૂં વચન ઉથાપત નહીં. વારૂ, ચાલવાનું ક્યારે છે?

**ટાઇટસ**

બે દિવસમાં. ટાઇબરના નવા ઘાટ ઉપર આજથી ત્રીજે દિવસે; સવારમાં આવી મળશો કે? સલામ!

**બ્રુટસ**

સલામ, રાજકુમાર! જરૂર આવી મળીશ.

(બ્રુટસ જરા આગળ ચાલી ઉભો રહે છે. ટાઈટસ અને એરંસ ફરતા ફરતા ગાય છે.)

**ટાઇટસ, એરંસ**

ચાલો, ચાલો, ચાલો, તૈયારી કરીએ!

ડેલ્ફીની છે યાત્રા લાંબીઃ

પારાવારમાં છે દ્વાર તોયે, યાર!

લેશું બહાર એ નિર્ધાર, ના કે વાર!

શરાબ લઈને સમુદ્ર તરશું:
નવી નવી કૈં મઝાઓ કરશું:
ઉદાસી સઘળી દીલથી હરશું:
બધા મુલકમાં સુખેથી ફરશું !
છે ઉત્સાહ અંગે અંગ:
લઈએ લ્હાવ યારો સંગ:
જો જો કેમ ખીલે રંગ !

(બંને જાય છે.)

## બ્રુટસ

હા ! ટાર્કવીનને ગાદી પર બેઠાને પાંચ વર્ષ વીતી ગયાં ! એટલા વખતમાં તેણે શું શું કીધું? સેક્સટસના પ્રપંચથી ગેબીઆઈ લીધું. એરીશીઆના ટર્નસ હર્ડોનીઅસને મારી નંખાવ્યો. જુપીટરનું મોટું દેવાલય અને બીજાં મકાનો બંધાવવામાં પ્રજાને બળાત્કારે કામ કરવું પડે છે, તેથી ઘણા કાયર થયા છે. પણ ટાર્કવીન પ્રજાની કે સેનેટની દરકાર કરતો નથી. તેણે પોતાનો પક્ષ એવો જમાવ્યો છે કે તેની સામે શી રીતે થવાય એ કોઈને સૂઝતું નથી. વારૂ, ફીકર નહીં. પાપનો ઘડો ભરાતો જાય છે. લશ્કરી સીપાઈમાં પણ ઘણાનાં દીલ મેં તપાસ્યાં છે. હજી વધારે જુલમ અને ત્રાસ ભલે થાય. થોડા વખતમાં ટાર્કવીનની આસપાસ મોટી આગનો બધો સરંજામ એકઠો થઈ જશે અને પછી એક ચીનગારી પડતાં તે તમામ અહંકારી કુટુંબ બળીને ભસ્મ થશે એમાં કશો શક નથી. ચાલ, હાલ તો મારા ભવિષ્યના વિચારોને ડેલ્ફીની દેવવાણી કેવું ઉત્તેજન આપે છે તે જાણવાના પ્રસંગનો ઉપયોગ કરી લઉં. ટાઈટસને અને એરંસને બીચારાઓને ખબર નથી કે કોને તેઓ સાથે લઈ જાય છે !

(જાય છે.)

---

## પ્રવેશ સાતમો

સ્થળ—દેવળીનું મંદિર

### યાજકો

**चित्रं देवानामुदगादनीकं**

**चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।**

**आप्रा द्यावापृथिवी अंतरिक्षं**

**सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥**

ઓ ભગવન્ ! મહાદેવ ! સવિતર્ ! એપોલો ! બધા દેશમાં અને બધી પ્રજામાં જુદે જુદે નામે તારી એકનીજ પૂજા થાય છે એમ અમે સાંભળ્યું છે, અને તારીજ એકની પૂજા કરવી જોઇએ એમ સમજાવવાને માટેજ તેં દરેક પૃથ્વી પર પ્રકાશ પાડવાને એક એક સૂર્યની યોજના કરી છે. જેમ એ સ્થૂલ દુનિયાનો સૂર્ય સ્થૂલ અંધકારને દૂર કરે છે, તેમ તું, ઓ સવિતર્ ! સૂક્ષ્મ લોકના અંધકારને એટલે અજ્ઞાનને દૂર કરે છે. મીસર, આસીરીઆ, એસ્રાઇલ, ખાલ્ડીઆ, હિંદ—એ તમામ પુરાતન દેશોમાં તારો મહિમા ગવાયા કરે છે અને ગવાયા કરશે. પણ ઓ સચરાચર વિશ્વના બનાવનાર તેજસ્વી પિતા ! અહીં તારો ચમત્કાર જેવો પ્રત્યક્ષ છે, તેવો વર્તમાન કાળમાં બીજે કોઇ સ્થાને નથી. અહીં ભક્તો અને શ્રદ્ધાવાળા માણસો તારો પોતાનો શબ્દ સાંભળી શકે છે. શંકાનિવારણનું અહીં મોટું ધામ છે. અહીં સર્વવ્યાપક દેવ ખુલ્લી રીતે શ્રવણપંથમાં પ્રગટ થાય છે. તો સાંભળ અમારી સ્તુતિ અને પ્રાર્થના:—

વિજય, વિજય, વિજય, વિજય,
આપનો ગગન અવનિ ઉપર:

લોકસમસ્તનું જીવન અંદર
ધારી વહો શુભ તેજ નિરંતર!
સ્વીકારો સેવાપૂજા!
ન અન્ય સમાન પ્રતાપમાં:
સમાય બધા સુરો આપમાં!
સહુ જગે વસો,
નહીં છતાં ખસો:
વિતરીને રસો,
નિજ દીસે વસો!
આપના નામનો જાપ કરે બહુ:
શાંત એ તેજનું ધ્યાન ધરે સહુ કો!

અસ્તુ! હવે આવો, રોમન રાજકુમારો! અહીં ઉભા રહી દેવને પ્રણામ કરો અને પૂછવું હોય તે પૂછો.

**એરંસ, ટાઈટસ, બ્રુટસ**

વંદીએ દિવસના દેવ કરુણાકરા!
મહેર કર: મહેર કર: મહેર કર: મહેર કર!
લખ્યું કેમ હશે? ભવિષ્યે શું થશે?
મળેલું શું જશે? નરાધીશ ચહે,
પ્રભુ! જાણવા તે.
બતાવો દયાળુ, સુણાવો કૃપાળુ:
નહીં અન્ય સ્થળે કશું જ્ઞાન મળે:
જગન્નાથ તમે અને દાસ અમે!

(નેપથ્યમાંથી અવાજ આવે છે)

"ચઢે તે પડવા માટે, પડે તે ચઢવા સહી:
ક્રમ એવો હમેશાંનો વિશ્વનો જાય છે વહી!"

**એરસ**

એ તે સર્પને માટે કહ્યું, કે મહારાજાને માટે? ખેર. સમજાવનારા સમજાવશે. કેમ, ટાઇટસ ?

**ટાઇટસ**

બીજું શું ? દેવવાણીનો થોડોજ ખુલાસો પૂછી શકાય તેમ છે !

**બ્રુટસ**

(સ્વગત) શી જડતા અને અંધતા !

**પુજારીઓ**

વારૂ, બીજું કૈં પૂછવાનું છે ?

**ટાઇટસ, એરંસ**

હા સાંભળો:—

ભવિષ્યમાં આ ત્રણમાં અમારા,
કોનો થવાનો મહિમા વધારે,
એ જાણવાની દીલ ચાહના છે
જણાવવાની પણ યાચના છે !

(નેપથ્યમાં અવાજ થાય છે.)

" ત્રણમાં સર્વથી પ્હેલો માતાને જે ચુમશે,
ખરે ! સર્વોપરિ તેનો રોમમાં મહિમા થશે ! "

**બ્રુટસ**

(જમીન પર પડી ભૂમિને ચુમતાં સ્વગત.)

વંદે માતરમ્ ! ભગવતિ વસુંધરે ! તુંજ પ્રાણીમાત્રની માતા છે એટલે હું તને ચુંબન કરૂં છું !

**ટાઇટસ**

કેમ, બ્રુટસ ! એ શું કરે છે ?

### બ્રુટસ

કૈં નહીં, એ તો જમીન લપસણી હોવાથી હું જરા પડી ગયો.

### ટાઇટસ

વારૂ, હરકત નહીં. પણ બ્રુટસ! જોજે આ વાત સેક્સટસને કાને ન જાય! હું અને એરંસ ચીઠ્ઠીઓ નાંખશું અને જેને લાગે ચીઠ્ઠી આવશે, તે રોમ જઇને પ્રથમ ટુકીઆને ચુમશે, તારે તો માજ નથી. એટલે કશું જણાતું નથી, કેમ ?

### બ્રુટસ

હા, બરાબર છે. પણ તમને ખાત્રી છે કે દેવવાણીએ દેહની માતા-નેજ માતા કહી હશે ?

### એરંસ

ગરીબ બ્રુટસ! વળી માતા તે બીજી કોણ હોય ? વારૂ, તારા મગજમાં કૈં જુદો તર્ક આવે છે કે ?

### બ્રુટસ

મારા મગજમાં વળી તર્ક ક્યાંથી આવે ? તર્ક માત્ર તમારા કુટુંબમાં વસે છે. આપણને તો દીવાનાના ખ્યાલ આવનાર હોય તો આવે.

### ટાઇટસ

ખેર, ચાલો હવે. ભેટ તો આપી દીધી છે, એટલે આપણે પુજારીઓની રજા લઇએ. કેમ પુરોહિતો અમને રજા છે ?

### યાજકો

હાજી, સુખેથી સીધાવો! સવિતાદેવ તમારૂં કલ્યાણ કરો!

**(સર્વ જાય છે.)**

## પ્રવેશ ત્રીજો

---

**સ્થળ—આર્ડીઆની નજદીક સેક્સટસનો તંબુ.**

(ટાઇટસ, એરન્સ, સેક્સટસ, કોલ્લેટાઇન, બ્રુટસ, વેલીરીઅસ, અને બીજા-ઓ પ્રવેશ કરે છે.)

### સેક્સટસ

બેસો, મિત્રો ! અને ચાલવા દો ગમ્મત ! ઘેરો નાંખ્યાને ઘણા દિવસ થઇ ગયા અને આ વખતે કંઈ ખાસ કરવાનું નથી, માટેજ આ મીજલસની મેં ગોઠવણ કરી છે. મનગમતો શરાબ પીઓ, અને મજા કરો !

### બ્રુટસ

હા, ચલાવો ! વેલીરીઅસ ! લો સેનાપતિની સલામતી ! જર્મન લડાઇઓમાં લડી આવ્યા છો, એટલે તમે સારી રીતે લઇ શકશો.

### વેલીરીઅસ

રોમન સેનાપતિ ઘણું જીવો, અને વિજયી થાઓ !

(પીએ છે.)

### સેક્સટસ

બધા ચલાવો, યારો !

(કોલ્લેટાઇન વગર બધા પીએ છે.)

### કોલ્લેટાઇન

હું માફી માગું છું. શરાબ મને સુવાફીક નથી.

### વેલીરીઅસ

મેં સાંભળ્યું છે કે કોલ્લેટાઇન લુક્રીસી વગર બીજા કોઇના નામથી શરાબને અડકતા નથી.

### સેક્સટસ

લુક્રીસી ફક્ત એક ઔરત છે અને ઔરતો કોણ છે ? પુરૂષોની બેડીઓ–પીડાઓ ! બદસુરત હોય તો બીલકુલ ગમે નહીં અને ખુબસુરત હોય તો નાગણીઓ જેવી ! છટ છટ ! હું તો એ વર્ગનો હીમાયતી થવા ચાહું નહીં.

### બ્રુટસ

સબુર, સેક્સટસ ! હું ઔરત જાતનો વકીલ છું અને એ વકીલાતમાં લડવું પડે તો તે માટે પણ તૈયાર છું.

### વેલીરીઅસ

શાબાશ, બ્રુટસ ! હું મારી વહુને કહીશ કે તમારો ઉપકાર માને !

### એરંસ

મારે પણ વહુ છે, અને હું ધારૂં છું કે દેશમાં તેના જેવી સદ્‌ગુણી કોઇકજ હશે.

### ટાઇટસ

મારી વહુ પણ ઘણી સારી છે અને હું તેને ચાહું છું. માત્ર એટલું ખરૂં કે એ જો સ્વર્ગમાં હોય, તો મારા સ્વાર્થની ખાતર હું એવું ન ઇચ્છું કે એ પૃથ્વી પર મારી સાથે હોય તો સારૂં !

### સેક્સટસ

તમે બધાજ તમારી વહુઓને પરમ સદ્‌ગુણી અને પવિત્ર માનો છો એ જોઇને મને હસવું આવે છે. તમે શું એમ ધારો છો કે જુવાન શોખીન સ્ત્રીઓ, સ્વાદિષ્ટ ખાનપાનની રસીલી અને બધે હરવાફરવામાં ગમ્મત લેનારી, ધણીઓ બહારગામ રોકાએલા હોય ત્યારે પણ નજદીકના જુવાનોની અરજ ન સાંભળે ? આગ પાસે હોય તો મીણ પીગળ્યા વગર રહે ખરૂં ? અનુકુળતા અને અવકાશ હોય તો ઔરતો આશકને ના પાડી શકે ? પણ તમારે ખાલી ભગરૂરીમાં રહેવું હોય તો મરજી તમારી !

### બ્રુટસ

નહીં, સેક્સટસ ! તમારૂં માનવું ખોટું છે. બધી ઔરતોની નીતિ જે તમે ધારો છો તેવી શિથિલ હોતી નથી. બેશક, કેટલીક એવી

હોય છે; છતાં થોડીક એવી પણ થાય છે કે જે કશી લાલચથી કદાપિ ડગે નહીં. એવી સતીઓ રોમમાં અગાઉના વખતમાં હતી અને હાલ પણ કોઇ કોઇ ઠેકાણે હોવી જોઇએ. હું તો આમ માનું છું:—

સત્યથી આ વિશ્વ ચાલે!
ક્ષણાન્તર આવેતુ મંડિત ફરતુ
જુઠું ન હોય કાળે!
કોઈ પાત્ર વિમળ હોય,
સર્વ ચક્ર ચલિત તોય;
સકલ જતાં સારૂં, ધારૂં,
લેશ તૃણ ન હાલે!
ગૃહિણી માત્ર નહીં સમાન શિથિલ જાણ!
વિદ્યમાન આજ સિદ્ધ સાચી બાલા—
રોમ કુસુમ ફાલે!

### કોલ્લેટાઇન

હું બેધડક કહું છું કે મારી લુક્રીસી એ પ્રકારની સતી છે.

### એરંસ

પણ એરંસની વહુની તે બરાબરી ન કરી શકે!

### ટાઇટસ

હું મારી વહુને કોઇથી ઉતરતી ગણવા દેવાને તૈયાર નથી!

### વેલીરીઅસ

ઘરની આબરૂની ખાતર મારે પણ એમજ બોલવું જોઇએ!

### કોલ્લેટાઇન

સાંભળો, દોસ્તો! ખાલી બોલવાથી કંઈ લાભ નથી. એથી સેક્સ-ટસની ખાત્રી નહીં થાય. તમને સૌને જો પોતપોતાની પત્નીઓનો ખરેખર વિશ્વાસ હોય તો હું કહું તેમ કરો. અત્યારે રાત ઠીક વીતી

છે. આપણે બધા હમણાંજ ઘોડે ચઢીને રોમ જઈએ. સુવાના વખત પહેલાં ત્યાં પહોંચશું. આપણા આવવાની કોઈને ખબર નથી. એટલે બધાની ઓરતો છુટથી પોતાને ગમતું હશે તે કરતી હશે. જે ઓરત આપણને સૌથી સારી સ્થિતિમાં માલમ પડે તેના ધણીને એક કીંમતી ઘોડો અને બખ્તર બીજા બધા આપે. બોલો, આ શરત સૌને કબુલ છે ?

### સેક્સટસ

મારે તો ઓરત નથી, છતાં જે સૌથી સારી માલમ પડે તેના ધણીને એ પ્રમાણે આપવાનું મને કબુલ છે.

### બ્રુટસ

મારે પણ કબુલ છે.

### એરંસ, ટાઇટસ, વેલીરીઅસ

અમે પણ એ શરત ખુશીથી સ્વીકારીએ છીએ. ચાલો ઘોડા તૈયાર કરાવીએ.

### સેક્સટસ

ઠીક છે. આપણે છાવણીમાંથી જઈએ તે દરમ્યાન બદોબસ્ત રહેવો જોઈએ તેની હું તજવીજ કરૂં છું. અરે ! કોણ ગુલામો હાજર છે ?

### ગુલામો

(દોડી આવીને)

જી હુઝુર ! હુકમ ?

### સેક્સટસ

રીસાલદાર ટેટીઅસને કહો કે અબઘડી મને મળી જાય ! અને એરંસ, ટાઈટસ, વેલીરીઅસ ને બ્રુટસ તથા કોલ્લેટાઇન—એ સાહેબોના ઘોડા સામાન નાખીને જલદી અહીં લાવો ! મારો પોતાનો ઘોડો પણ તૈયાર કરો !

### ગુલામો

જેવો હુકમ !

(સૌ સવાર કુચ કરી જાય છે.)

## પ્રવેશ નવમો

સ્થળ—કોલ્લેટીઆમાં કોલ્લેટાઈનનો ગઢ.

લુક્રીશીઆ દાસીઓ સાથે બેસીને રેંટીઓ ચલાવતી નજરે પડે છે.

### લુક્રીશીઆ

હવે માત્ર એક કલાક રહ્યો છે. તે પછી તમે સૌ સુખેથી સુવા જજો. ઘરના માલીક ગેરહાજર હોય ત્યારે તેના કામકાજની ખાસ સંભાળ લેવાની આપણી ફરજ છે. તમે સૌ જાણો છો કે મેં તો એમની ગેરહાજરીમાં બધા મોજશોખનો ત્યાગ કર્યો છે.

### ૧ લી દાસી

આપ સુવા પધારો તો કશી હરકત નથી, બાઇ સાહેબ ! આપ આરામ લેશો તોપણ અમે અમારૂં કામ કર્યા કરશું. આપની તબીઅત નાજુક છે, આપને વધારે તસ્દી લેવાની જરૂર નથી.

### લુક્રીશીઆ

નહીં, નહીં. મારા કરતાં વધારે વખત સુધી તમારે કામ કરવું પડે એ મને પસંદ નથી. સારી સ્ત્રીઓની તો ફરજ એ છે કે વહેલામાં વહેલું ઉઠવું અને મોડામાં મોડું સુવું. પતિ ઘેર હોય ત્યારે પણ એ પ્રમાણે કરવું જોઇએ અને ઘેર ન હોય ત્યારે તો ખાસ કરીને.

### ૨ જી દાસી

બાઈ સાહેબ ! સરદાર ક્લોડીઅસનો નોકર ત્રણ વખત એમને ત્યાં ભોજન માટે પધારવાને આપને આગ્રહ કરવા સારૂ આવી ગયો હતો. એ કહેતો હતો કે આપ પધારતાં નથી તેથી સરદાર બહાદુરને માઠું લાગ્યું છે.

### લુક્રીશીઆ

એમને માઠું લાગ્યું હોય તો ફીકર નહીં; પણ હું માનું છું કે પતિની ગેરહાજરીમાં મારાથી બહાર કોઇ પણ જગ્યાએ ભોજન માટે જઇ શકાય નહીં. બહાર જતાં કદાચ વાર લાગી જાય અને તેથી ઘરનું કામકાજ બગડયા વગર રહે નહીં. વારૂ, તમને પેલો આપણી નવી ગરબી યાદ છે કે ? ચાલો તે ગાઇએ. મને તે બહુજ ગમે છે.

## દાસીઓ

હા જી, યાદ છે. આપ શરૂ કરો; અમે ઝીલશું, અને ચલાવશું.

## લુક્રીશીઆ અને દાસીઓ

શાણી સખીઓ ! પૂજન કરજો નાથનું ! નિજ નાથનું !
પ્રિય નાથનું !—શાણી૦

યુવતી નમે, નરને ગમે, દિલ તો રમે, સુખમાં શમે !
—શાણી૦

લલના ! સમજે વિરલજ એ અધિકાર જો !
અધિકાર જો ! અધિકાર જો ! અધિકાર જો !—શાણી૦
પતિને જે રીઝવી એશ જાણે, કૃતાર્થ થાય એજ નારીઃ
વશે વર્તી આદેશને પ્રમાણે, કૃતાર્થ થાય એજ નારીઃ
નહીં સ્વેચ્છા ભણી કદાપિ તાણે, કૃતાર્થ થાય એજ નારીઃ
ગુણો સ્વામીના સર્વદા વખાણે, કૃતાર્થ થાય એજ નારી !
આવા છોડી તર્કને પોતાના, દાસ બનો ભલે સ્વામીનાઃ
તો પામશો સ્નેહી સ્વામી સાથે સ્વર્ગને !—શાણી૦

સ્નેહ એવો જો થાય, સુખેથી તો રહેવાય;
બધો સંતાપ જાય, અને શાંતિ પમાય !
પછી દીપે શી કાય ! રસે આત્મા શા ન્હાય !
એક બીજાં ચહાય ! નહીં જોઈએ સહાય !
દિવ્ય સરણીમાં ધાય ! પ્રાણ પ્રેમામૃત પાય !
વાયુ નવલાં કૈં વાય ! દંપતી સાથ ગાય !—શાણી૦

(બધાં રેંટીઆ પર કામે લાગે છે. એરંન્સ, ટાઈટસ, સેકસટસ, બ્રુટસ, કોલ્લેટાઇન અને વેલીરીઅસ પ્રવેશ કરે છે.)

## લુક્રીશીઆ

(પતિને જોઇને સામે જઇને)

પધારો, મારા સ્વામી ! આટલી રાતે શું મળવાને માટેજ પધારવાની મહેરબાની કરી ?

## એરંસ

સરદારો ! આપણે હાર્યા !

## બ્રુટસ

બીજી બધી ઔરતો આપણે પહોંચ્યા ત્યારે શું કરતી હતી તે આપણે હમણાં જ જોઇને આવ્યા છીએ. આમાં કેટલો બધો તફાવત છે ?

## લુક્રીશીઆ

પધારો, સદ્‌ગૃહસ્થો ! મારા પતિને જોવાના આનંદમાં આપ સર્વને આવકાર આપવાનું હું ક્ષણભર વીસરી ગઇ તે માટે ક્ષમા કરશો. આપને જે જોઇએ તે ખાનપાન હાજર થાય !

## સેક્સટસ

(સ્વગત) રોમન ઔરતોમાં કોઇ જો ખરેખરી ખુબસુરત હોય તો તે આજ છે. કોલેટાઇન કમબખ્ત ભાગ્યશાળી તો ખરો ! પણ એ ઠુલ સુધી જોવું જોઇએ. વારૂ, જોઉં છું કે શું થાય છે.

## વેલીરીઅસ

ગૃહસ્થો ! આપણે શરતમાં હાર્યા એ કબુલ છે. હવે શું કરવા વિચાર છે ? આ બાનુની દરખાસ્ત સ્વીકારશું ?

## ટાઇટસ

નહીં, આપણે હમણાં જ પાછા ફરવું જોઇએ અને આર્ડીઆ પહોંચી ત્યાં આપણા તંબુઓમાં સુવું જોઇએ.

## સેક્સટસ

બાનુ ! આપની સુંદરતા અને આપની નીતિ જોઇને અમે સૌ અતિશય રાજી થયા છીએ. દીલગીર છીએ કે આ પ્રસંગે આપની મ્હેમાની સ્વીકારવા સારૂ રોકાઇ શકતા નથી, પણ કોલ્લેટાઇનની ઇચ્છા હશે તો ફરી કોઇ બીજે પ્રસંગે જરૂર આવશું અને આપના સમાગમનો લાભ લેશું.

## લુક્રીશીઆ

શું કોલ્લેટાઇન પણ રોકાશે નહીં ?

## વેલીરીઅસ

બાનુ ! અમે બધાએ અમારી ઓરતોની રજા લઇ લીધી છે, એટલે જો કોલ્લેટાઇન અહીં આપની પાસે રોકાય તો અમને અદેખાઇ થયા વગર રહે નહીં. અત્યારે તો એણે પણ અમારી સાથે જ ઉપડવું જોઇએ.

## બ્રુટસ

આપણે એમ છેકજ સ્વાર્થી અને સખ્ત થઇએ એ સારૂ નહીં. કોલ્લેટાઇન ! તમે સુખેથી ધીમે ધીમે લુક્રીસીની રજા લઇ પાછળથી પહોંચી જજો ! અમે રવાના થઇએ છીએ.

## કોલ્લેટાઇન

શાબાશ, બ્રુટસ ! વારૂ, ત્યારે મિત્રો ! આપ સીધાવતા થાઓ. હું થોડી જ વારમાં આવી પહોંચીશ.

(સૌ જાય છે.)

વારૂ, લુક્રીસી ! હું તારી શી તારીફ કરૂં ?

સ્નેહઝરણી ! સખી, સ્નેહઝરણી !

રૂપવપુ શોભાય, દેખી દીલ લોભાય:

આવ, વ્હાલમની પાસ આવ:

સુંદરતા ખાસ લાવ:

અંતરના હાવભાવ,

લેશ, સખી ! ના છુપાવ !
સ્વર્ગોની સાચી સરણી !

**લુક્રીશીઆ**

કૃપાના છો નિધાન !
પ્રાણના છોજી પ્રાણ !
હું તો દાસી અજાણ:
મને આવું શું માન !
અહો સ્વામી સુજાણ !
કરો ચાહો તે પાન:
દેહીએ દીધું છે દાનઃ

**કોલેટાઇન**

કુલની કામિની !
દીલની દામિની !
યશની યામિની !
વ્રણની વામિની !
સહુ સંતાપની શામિની !

**લુક્રીશીઆ**

ક્રીડા કે કરજોજી:
વ્રીડા કે હરજોજી:
ઉલ્લાસે તરજોજી:
ભાગ્યોદય ભરજોજી:
સાગરીએ સરજોજી, રાજ !

(બંને અંતઃપુરમાં જાય છે.)

---

# અંક બીજો

## પ્રવેશ પહેલો

**સ્થળ**—કોલ્લેટીઆમાં કોલ્લેટાઇનનો મઢ.

(એક સુપ્રકાશિત દીવાનખાનામાં લુક્રીશીઆ અને સેક્સટસ પ્રવેશ કરે છે.)

### લુક્રીશીઆ

શાહજાદા સાહેબ ! આ વીંટીની શક્તિથી મારા ગઢના દરવાજા આપને માટે ખુલ્લા થયા છે, કારણ કે હું જાણું છું કે આપ શાહજાદા છો અને કોલ્લેટાઇનના મિત્ર છો, તો પણ આ કુંચી વગર આપનો અંદર પ્રવેશ ન થઇ શકયો હોત. અરે ! વધારે બત્તીઓ લાવો અને શાહજાદા સાહેબ માટે જલ્દી ખાણું બીછાવો ! મારા પતિના મિત્રની પરોણાગતમાં મારો પતિ તરફનો સ્નેહ હું બતાવી શકીશ.

### સેક્સટસ

(સ્વગત)આ ઇશ્કબીમારી નહીં પણ ચોખ્ખું દીવાનાપણું ! હું અધીરો થઉં છું અને વિષયની કલ્પનાથી અંતઃકરણમાં લોહી ઉકળી જાય છે; છતાં ધીરજ રાખવાની જરૂર છે.

(ગુલામો આવી ખાણું બીછાવે છે.)

### લુક્રીશીઆ

શાહજાદા સાહેબ માટે અહીં ખુરસી મુકો. બીરાજશો, કુમાર ?

### સેક્સટસ

તમારી સાથે, બાનુ !

### લુક્રીશીઆ

કોલ્લેટાઇનની પત્નીની ફરજ તો એ છે કે આપની સાથે ન બેસતાં આપની સરભરા અને સેવા કરવી.

### સેક્સટસ

નહીં, તમારે બેસવું પડશે. વિવેકનો કાયદો હું અધિકારની સાથે છાવણીમાં મૂકતો આવ્યો છું. અહીં તો હું તમારો મ્હેમાન માત્ર છું. ખરેખર, હું તમને ઉભાં રહેવા નહીં દઉં !

(સ્વગત) આના વિનયની મારા પર વિચિત્ર અસર થાય છે. તેના વદન પર એટલી કુલીનતા છે, કે તેના સંબધી—મારે એ ખજાનો એક વાર લુટવો તો પડશે જ !

### લુક્રીશીઆ

(જરા દૂર ખુરસી પર બેસીને)

મેં વારંવાર મારા પતિ પાસેથી આપની તારીફ સાંભળી છે. આપની બહાદુરી અને લાયકીની તે ઘણીવાર વાત કરે છે અને આપની દોસ્તીને કીંમતી ગણે છે.

### સેક્સટસ

એ જો ખરૂં હોય તો તમે તમારા પતિની સલામતી મારી સાથે જરૂર ચાહશો.

(પીએ છે.)

### લુક્રીશીઆ

શાહજાદા ! કોલેટાઇનને માટે આ એક અદના ઓરતની ચાહના !

(જરા ચાખે છે.)

### સેક્સટસ

નહીં, તમારે તે પ્યાલો પૂરો પીવો પડશે.

### લુક્રીશીઆ

મારા નબળા મગજની ખાતર આપ મને માફી આપશો.

### સેક્સટસ

શું કોલ્લેટાઇનની ખાતર પણ નહીં ?

## લુક્રીશીઆ

નહીંજ. મને ખાત્રી છે કે વધારે શરાબ પીને નીતિ ગુમાવવી એ કોઇ પણ રોમન મેટ્રનને છાજતું નથી. બહુ સુરાપાનથી કાં તો આ મોટા ઘરનું કામકાજ મારાથી બરાબર ન થાય, અગર આપ સરખા પરોણાની મ્હેમાનીમાં ખામી આવે. મારા પતિ તરફ એ રીતે અપરાધી થવાનો તો આપ આગ્રહ નહીંજ કરો.

## સેક્સટસ

એમ હોય, તો સુખેથી રહેવા દો.

(સ્વગત) કોણ જાણે કેમ તેની નીતિથીજ મારી અનીતિ ઉશ્કેરાય છે, વિવેક જતો રહે છે, ઇચ્છા ઉભરાય છે, લોહી ઉછળે છે, બાજી હાથમાં રહે એવું લાગતું નથી!

## લુક્રીશીઆ

સાહેબ! આપના ચહેરામાં ફેરફાર દેખાય છે. આપની તબીઅત તો બગડી નથી? રાતને વખતે અને ઝડપથી મુસાફરી કરતાં આપને શરદી તો નથી લાગી?

## સેક્સટસ

નહીં, બાનુ! નહીં. માત્ર મારાથી ખાઇ શકાતું નથી.

## લુક્રીશીઆ

તો આરામ લેવા પધારો! અરે! બીજી બત્તીઓ લાવો અને શાહજાદા સાહેબને તેમના સુવાના ઓરડામાં તેડી જાઓ!

## સેક્સટસ

બાનુ! મને લાગે છે કે હું ઘણી તકલીફ આપું છું.

### લુક્રીશીઆ

આ વીંટી મને કહે છે કે એક કોલ્લેટાઇન વગર સૌથી વધારે સરભરા મારે આપની કરવાની છે. એટલું ખરૂં કે વીંટીની ચાવી વગર આપથી પણ રાત્રે અહીં દાખલ થઇ શકાત નહીં. ખુદ બાદશાહને માટે પણ એ દ્વાર ઉઘડે નહીં. દિવસે એ દરવાજા સ્નેહીઓ અને બીજાઓને વાસ્તે ખુલ્લા રહે છે, પણ રાત પડતાં હમેશાં જુદો બંદોબસ્ત થાય છે. ખેર! અરે! વધારે બત્તીઓ!

### સેક્સટસ

એક ચુંબન અને પછી સલામ! નહીં, તમારી વીંટીની ખાતર ના ન પાડશો.

(હાથ પર ચુમે છે)

### લુક્રીશીઆ

પ્રભુ આપને આરામ બક્ષે! સલામ!

### સેક્સટસ

સુંદરી! તમને પણ આરામ હો!

(સ્વગત) મારો વિચાર ચોક્કસ છે. એ ફરે તેમ નથી.

(જાય છે)

### લુક્રીશીઆ

રાત ઘણી વીતી છે. આ બાદશાહી પરોણાને માટે ઓરડામાં એટલી બધી બત્તીઓ કરવી પડી છે કે પતિ છાવણીમાં છે એવે વખતે આ પ્રમાણે ઉત્સવ કરવા માટે દુનીઆ કદાચ અવળું બોલે. અરે! મ્હેમાનના ઓરડા સિવાય બીજે બધેયથી બત્તીઓ બુઝાવી નાંખો અને પછી સૌ સુઇ જાઓ! જલદી કરો!

(ચિંતાતુર દેખાય છે.)

અરે ! મારૂં દીલ કોણ જાણે શાથી શોકમાં પડતું જાય છે ! પ્રભુ ! રક્ષા કરજો ! સુવા વખતે બધું તમને સુપ્રત થાય છે; સાચવજો, સાચવજો, દાસીને !

મન મુંઝાય મારૂં !

નહીં જાણું શું થાય,

બળે ઉંડી કૈં લ્હાય,

અને કંપે છે કાય,

દીલે ચિંતા ન માય.

કશી રીતે ન જાય,

નહીં સુઝે ઉપાય !

માતા વેસ્ટા ! આ વાર,

તમારો છે આધાર !

પતિ પોતે નસીબે રહ્યા છે બહાર !

ધરજો પ્રીતિ !

હરજો ભીતિ !

પડું પાયે, જનેતા ! હું નિર્દોષ નાર !

(અંદર જાય છે.)

## પ્રવેશ બીજો

**સ્થળ—લુક્રીશીઆના શયનગૃહ આગળની ગેલેરી**

### સેક્સટસ

અરે ! કામાતૂરને ફાવે કશી ના ચીજ દુનીઆની !

હૃદયની લગન: જ્વલંતી અગન:
રહે ત્યાં મગન: નિહાળે ગગન:
વિષયના ભોગ ના સહેલા:
ઘણાએ છે થયા ઘેલા !
થતા વિરલા સફળ તેમાં:
ખરી મર્દાનગી જેમાં !
વિષમ પંથ ધસવું:

સબલ તન કરી, પ્રબલ મન કરી, નીડરપણું કસવું !

આશકોને તો લખ્યું કરવું સહન:
ચિત્તને શાંતિ નહીં, ઉંડું ગહન:
લોહીનું નાડી મહીં વેગે વહન:
ગારમાં સૌ ગાત્રનું દુ:ખે દહન !

ચિત્ત ચોડીને, જોમ જોડીને, તર્ક તોડીને,
ધર્મ છોડીને, ચાલ દોડીને, ઝંપલાવું !

રાત ! અંધારી રાત ! તું મારા જેવાને સારી મદદગાર થાય છે. ખુનીઓ, ચોરો, વ્યભિચારીઓ. બધા નિશાચરો—જો રાત ન હોત, તો પોતાના ઈરાદા શી રીતે પાર પાડી શકત ? તારાઓ ! તમને મારૂં કામ ગમતું ન હોય તો ભલે વાદળાંમાં છુપાઈ જજો ! કારણ કે લુક્રીશીઆ ઉપર બળાત્કાર કર્યા વગર મારાથી રહેવાય તેમ નથી ! એ આંખ ! એ રૂપ ! ગમે તે થાય પણ આજ તો એનો ઉપભોગ કરીશ. કોલ્લેટાઈન

મારો સગો છે, મિત્ર છે. બીજા અમીરો પણ નાખુશ થશે; કદાચ કોઇ વેર બાંધશે; પણ જે થવું હોય તે થાઓ. કીસ્મતજ મને લુક્રીશીઆના ઓરડા તરફ દોરે છે. અટકવાની મારામાં તાકાત નથી. અને શા માટે અટકવું જોઇએ? લુક્રીશીઆ કોલ્લેટાઇનને પરણી છે તેથી શું? મને પણ તે પરણી શકી હોત. તે સ્ત્રી છે અને હું પુરૂષ છું. તે કૈં મારી મા કે બ્હેન થતી નથી. કે મારે અટકવું પડે. માટે ચાલ, હવે તો એજ!

(ઓરડાનું બારણું ઉઘાડી દાખલ થાય છે.)

### લુક્રીશીઆ

(જાગીને)

કોણ છે એ?

### સેક્સટસ

એ તો હું સેક્સટસ ટાર્કવીન છું, વ્હાલી લુક્રીસી!

### લુક્રીશીઆ

(પલંગથી નીચે ઉતરી પડીને)

તમે સેક્સટસ? તમે શા માટે અત્યારે અહીં આવ્યા છો? શું કામ છે?

### સેક્સટસ

તમારી સાથે વિહાર કરવા!

### લુક્રીશીઆ

છટ! છટ! છટ! તમે એ શું બોલો છો? દાસી!

### સેક્સટસ

દાસદાસીને બોલાવવાં ફોકટ છે. મારો નોકર તમારી દાસીને એવાજ કામ માટે દૂર લઇ ગયેલો છે. પણ તમે ધ્રુજો છો કેમ? ડરવાનું કૈં કારણ નથી.

### લુક્રીશીઆ

તમને શું ગાંડું લાગ્યું છે, સેક્સટસ? હું કોણ છું તેનો વિચાર કરો. કોઈ રીતે હું તમારી મરજીને તાબે થનાર નથી. તમે ભયંકર પાપના ખાડામાં ધસો છો!

### સેક્સટસ

મને અત્યારે પાપપુણ્યનો વિચાર નથી. હું માત્ર તમારૂં રૂપ જોઉં છું; અને ભોગવવા અધીરો થાઉં છું. શા માટે ના પાડો છો? મારો નિશ્ચય ફરે તેમ નથી અને તમારે તાબે થયા વગર છુટકો નથી.

### લુક્રીશીઆ

પાપી!

દૂર જા રેઃ દૂર જા રેઃ દૂર જા રેઃ દૂર જા રે, દૂર!
બોલ કેવા બોલતો તું? નહીં જરા દગ ખોલતો તું!

### સેક્સટસ

માનો, માનોઃ દીલબર! માનો, માનોઃ
નહીં નહીં શોર કરોજીઃ
જરી કૈં ગોર કરોજીઃ
અવસર જોઈ સરોજીઃ
અપયશ જોઈ ડરોજી!

### લુક્રીશીઆ

નીચ! ડરે શું?
પાપ કરૂં શું?
દુષ્ટ વરૂં શું?
પ્રાણ હરૂં કાં—
હાલ મરૂં કાં, ક્રૂર!

## સેકસ્ટસ

લુક્રીશીઆ, હું તમને ખરૂં કહું છું કે મને ગુસ્સે કરવામાં સાર નથી. આ એક વાર માની જાઓ. કોઇ જાણશે નહીં. ફરી હું નહીં આવું !

## લુક્રીશીઆ

અરે ! હું આ કેવાં વચનો સાંભળું છું ! દુષ્ટ મોહાંધ ! જરા આંખ ઉઘાડી જો ! શું શાહજાદાઓને આવાં કામ ઘટે છે ?

## સેકસ્ટસ

ખુબસુરતીની લુંટ જો શાહજાદાઓને ન ઘટે તો બીજા કોને ઘટે ?

## લુક્રીશીઆ

નહીં, નહીં, કદાપિ નહીં. એના કરતાં તો હું મરવું પસંદ કરૂં છું. ચાલ, ચલાવ તારી સમશેર !

## સેકસ્ટસ

જરા ધીમેથી, બાનુ ! મરવાથી તને શો લાભ છે ? હું તારી સાથેજ એક નીચ ગુલામને પણ કતલ કરીશ, બંનેને સાથે સુવાડીશ અને તારા વરને તથા સૌને ખબર આપીશ, કે તમને બદકામમાં પકડવાથી ગુસ્સે થઇને મેં બંનેનું ખુન કર્યું છે. તે પછી તારી શી આબરૂ રહેશે ?

## લુક્રીશીઆ

હા માતા વેસ્ટા ! હવે હું શું કરૂં ? અરે ! તમને જરા પણ દયા આવતી નથી ? આ આંસુઓથી તમારૂં દીલ પીગળતું નથી ?

## સેકસ્ટસ

તારાં આંસુથી મારી અગન ઉલટી વધારે બળે છે. આંસુથી તારી આંખ વધારે રૂપાળી લાગે છે. વાર શા વાસ્તે કરે છે ?

## લુક્રીશીઆ

અરે ! મેં આવું જાણ્યું હોત, તો એ આંખને ફોડી નાખી હોત ! મો સેક્સટસ ! હું તમારે પગે પડું છું. હું જોઉ છું કે અત્યારે મને ાઇની મદદ નથી, પણ તમે મારા શીયળવ્રતનો ઘાત ન કરો ! મારૂં ૫ બધું ખોટું સમજો. રોમમાં મારા કરતાં વધારે ખુબસુરત કૈંક ત્રીઓ પડી છે. માત્ર મને ન સતાવો ! હું તમારી બદદાનતની વાત ાઇને કહીશ નહીં; અને મરીશ ત્યાં સુધી તમારો ઉપકાર માનીશ. ાટે તમે કોઇ પણ રીતે પાછા જાઓ. ઓ સેક્સટસ ! એક લાચાર ગ્નોરત ઉપર એટલી મ્હેરબાની કરો. તમારા જુસ્સાને કાબુમાં લઇ લો. વો તમારૂં ભલું કરશે !

## સેક્સટસ

લુક્રીસી, મારો જુસ્સો કાબુમાં રહે તેવો નથી. શું તું મને જૂલ્મ રવાની ફરજ પાડીશ ? તારૂં નાજુક બદન ખુશીથી નહીંજ આપ ?

## લુક્રીશીઆ

અરે ! ધુળ પડી એ નાજુક બદન ઉપર ! અફ્સોસ ! મને અત્યારે કશુંજ સુઝતું નથી. અરે ! તમારી મ્હેમાની કરી, તેનો આ બદલો ?

## સેક્સટસ

આ મ્હેમાની માટેજ અત્યારે તો આવ્યો છું. પણ ચાલ, નકામી વાતો કરી વખત ન ગુમાવ ! બોલ, તું કબુલ છે કે નહીં ?

## લુક્રીશીઆ

ધિક્કાર છે, નફ્ટ ! નીચ ! પાપી ! શયતાન ! હરગીઝ હું તને તાબે થનાર નથી ! અરે ! કોઈ છો કે ? દોડો ! દોડો !

## સેક્સટસ

તારી ચીસ હું બંધ કરીશ.

(તેને પકડે છે: પડદો પડે છે.)

---

## પ્રવેશ ત્રીજો

સ્થળ—કોલ્લેટીઆનું એક દીવાનખાનું.

### લુક્રીશીઆ

જીવું શું હાવાં સંસારે:
જતાં સર્વસ્વ સારૂં ?
શુચિતા પરવારી, ત્યારે:
કરવું ઘટે હરામી:
પાપીને તો શાસન !
રહી માત્ર હાય, હાય, હાય, હાય, હાય મારે !

(૨૩ છ.)

પણ જીવ ! થોડો વખત ધીરજ ધર. પતિને અને પિતાને સ્નેહીઓ સાથે સત્વર બોલાવ્યા છે, તે અબઘડી આવી પહોંચશે. તે દુષ્ટ પાપીને પુરેપુરી સજા થશે. દાસી !

### દાસી

જી, બાઇ સાહેબ !

### લુક્રીશીઆ

મારા બાપુ શું હજી આવી પહોંચ્યા નથી ?

### દાસી

ના, બાઇ સાહેબ !

### લુક્રીશીઆ

તેમ છાવણીમાંથી પણ હજી કોઇ આવ્યું નથી ?

### દાસી

ના જી.

## લુક્રીશીઆ

વારૂ, જા ! મને મારા શોકમાં રહેવા દે !

## દાસી

બાઇ સાહેબ ! તમે રડો છો શા માટે ? શા માટે તમારા સુકોમળ ગાલને ખારાં આંસુથી ખરાબ કરો છો ?

## લુક્રીશીઆ

કશા માટે નહીં, દાસી ! તને કહેવાય એવી વાત નથી. ઓ દેવતાઓ ! તમે નીતિના અને પવિત્રતાના રક્ષક થઇને નિર્દોષની આવી હિંસ કે... શા દીધી ? અરે ! દુષ્ટતાનો આટલો બધો વિજય ! કે શું હુંજ લાખો કરોડો રોમન સ્ત્રીઓમાં એવી કમનશીબ નીકળી, કે મારી આ સ્થિતિ થઇ ! ઓ સ્વામી ! ઓ સ્વામી ! શા માટે તમો મને છોડીને છાવણીમાં ગયા ? શા માટે તમે એ નીચ માણસની મારી સાથે મુલાકાત કરાવી ? શા માટે તેને વીંટી આપીને તમારા કુટુંબસુખની હોળી સળગાવી ? ઓ કીસ્મત ! કીસ્મત !

## દાસી

બાઇ સાહેબ ! તમને શાથી દુઃખ થાય છે ? ખરે ! તમને રોતાં જોઇને મારાથી પણ રોઈ પડાય છે. તમારા પર શો જૂલ્મ થયો છે ? શા માટે તમે કાળાં કપડાં પહેર્યાં છે, અને શા માટે ઓરડામાં બધેય કાળા પડદા બંધાવ્યા છે ?

## લુક્રીશીઆ

મને કશું દુઃખ નથી. તારી ભૂલ થાય છે, દાસી ! હું રોતી નથી–પણ તું શું જુએ છે ? મારૂં કલંક ?

## દાસી

બાઇ સાહેબ ! હું તો કશુંય જોતી નથી, અને જાણતી નથી–પણ હું શું કરૂં ? અમે શું કરીએ ? આપને શી રીતે શાંતિ થાય ?

### લુક્રીશીઆ

શાંતિ? મારે માટે હવે આ ભવમાં શાંતિ નથી! હવે તો જીવું ત્યાં સુધી જળ્યા કરવાનું છે. હવે હું આ દુનીઆની રહેનારી પણ નથી. હવે તો મરણની ઉપાસક અને પરલોકની પંથિની છું. અને આ આંખો? હવે તો મોતમાં બીડાય ત્યાં સુધી એ રોયાજ કરવાની છે!

**એક બાજુથી બ્રુટસ, કોલ્લેટાઇન, હોરેશીઅસ વગેરે, તથા બીજી બાજુથી લુક્રીશીઅસ* પ્રવેશ કરે છે.**

### લુક્રીશીઅસ

બ્રુટસ!

### બ્રુટસ

કોણ લુક્રીશીઅસ?

### લુક્રીશીઆ

ઓ બાપુ!

### કોલ્લેટાઈન

લુક્રીસી!

### લુક્રીશીઆ

અરે! મારા કોલ્લેટાઈન!........

(રડી પડે છે)

### બ્રુટસ

બહેન! શું થયું છે તમને? આંખોની અંદર આ પારાવાર અફસોસ શાનો? અને આ કાળાં કપડાં શા માટે? શી આફત છે? ખુલાસો તો કરો!

### હોરેશીઅસ

શી હકીકત છે, બાનુ?

### લુક્રીશીઅસ

દીકરી! કેમ બોલતી નથી?

---

* લુક્રીશીઆના પિતા

કોલ્લેટાઇન

લુક્રીસી! વ્હાલી! શું છે? શું થયું છે? કેમ બોલતી નથી? મારા આત્માને ઉલ્લાસ આપનારા આ તારા સંતાડછ શા વાસ્તે?

લુક્રીશીઆ

અરે હાય હાય! અફસોસ! અફસોસ!

બ્રુટસ

બ્હેન! અત્યારે તમારી આસપાસ જે છે તે સૌ સ્નેહીઓ અને સંબંધીઓ છે. સંકોચ ન રાખો. રૂઓ છો શા માટે? બોલો કોણે તમને દુઃખી કર્યાં?

લુક્રીશીઆ

હું મારી આફતની વાત કરું તે પહેલાં તમે સૌ સોગંદ લ્યો, કે તમે મારા દુશ્મન ઉપર વેર લેશો.

બ્રુટસ

તેને માથે તાજ હશે તો પણ!

હોરેશીઅસ

તેના હાથમાં રાજદંડ હશે તો પણ!

લુક્રીશીઅસ

તે ગમે તે હશે તો પણ!

લુક્રીશીઆ

તો બેસો, સરદારો! અને સાંભળો! ઓ બાપુ! ઓ વહાલા કોલ! ઓ સ્નેહીઓ ને સંબંધીઓ! સાંભળો, મારા દુઃખની કહાણી! મારી કીર્તિ ધુળધાણી થઇ છે; મારી આબરૂ લુંટાઇ છે; મારૂં શરીર —ઓ મારૂં શરીર........

કોલ્લેટાઇન

શું?

### લુક્રીશીઆ

મારૂં શરીર મલિન, કલંકિત, ભ્રષ્ટ કરાયું છે. મારૂં અંતઃકરણ શુદ્ધ અને નિર્દોષ હોવા છતાં એક પાપીએ બળાત્કારે મારી લાજ લીધી છે; અને હું રોમન માતાઓની સાથે બેસવા લાયક રહી નથી. ઓ પિતા દ્યૌષ્પિતર્ ! ઓ માતા વેસ્ટા ! હાય હાય !

### બ્રુટસ

શાંત થાઓ, બ્હેન ! તમે નિષ્કલંક છો ! સ્ત્રીમાં તે કેટલુંક બળ હોઇ શકે ? પણ કોણ હતો એ હરામખોર ? જલદી કહો.

### હોરેશીઅસ

જલદી કહો, કારણ કે અમારે વેર લેવું છે. બોલો, કોણ હતો એ ?

### લુક્રીશીઆ

મને ખાત્રી છે, કે તમે એ દુષ્ટને પુરેપુરી સજા કરશો. એ પાપી શાહજાદો સેક્સટસ !

### બધા

કોણ ? સેક્સટસ ટાર્ક્વીન ?

### લુક્રીશીઆ

હા, એજ પાપી મારા પતિની વીંટી લઇને મારે ત્યાં મ્હેમાન થયો. ઓ કોલ્લેટાઇન, તમે તેને આપેલી આ વીંટીથીજ બધી ખુવારી અને પાયમાલી થઈ છે. મેં તેને ઉતારો આપ્યો, ખાવાનું આપ્યું, સારામાં સારો આવકાર આપ્યો; ત્યાં એ દુષ્ટ મધરાત પછી મારા સુવાના ઓરડામાં દાખલ થયો. મને કૈં કૈં વીનવણાં કર્યાં, અને ધમકીઓ આપી. તેનો મેં તિરસ્કાર કર્યો. છેવટે તે મને મારી નાંખવા તૈયાર થયો, પણ મરવાને તો હું તૈયાર હતી. હવે જુઓ તેનો જૂલ્મ ! તેણે કહ્યું કે " હું તને મારી નાંખીશ, એટલું જ નહીં પણ એક નીચ ગુલામને તારી સાથે કતલ કરી દુનિયાને જાહેર કરીશ, કે મેં તમને પાપમાં પકડયાં, અને તેટલા માટે ઠાર કર્યાં ! " મૃત્યુ પછી

મારા પતિ, પિતા, મિત્રો, અને દુનિયાની નજરમાં હું પાપી ઠરૂં, એ મારાથી ખમાયું નહીં. એ નીચ મારા શીયળનો ઘાત કરી શક્યો, તો પણ એટલા જ માટે હજી સુધી હું જીવતી રહી છું, કે તમને સૌને હકીકત જણાવી શકું.

### કોલ્લેટાઇન

અહો દેવી ! સતી !

### લુક્રીશીઆ

હવે આ કલંકિત થયેલું શરીર જીવતું રાખવું ઉચિત નથી. મારો દાખલો લઇને, આવી બેઆબરૂ થયા છતાં, કોઇ પણ રોમન સ્ત્રી જીવે, એ અનિષ્ટ છે. સલામ, વ્હાલા કોલ્લેટાઇન ! સલામ, ગૃહસ્થો !

(પોતાની છાતીમાં ખંજર મારે છે, અને જમીન પર ઢળી પડે છે.)

### કોલ્લેટાઇન

અરે ! અરે ! આ શું કર્યું ?

(પાસે જાય છે.)

### બ્રુટસ

(પાસે જઇ જોઇને)

હા ! એ નિર્મળ આત્મા સ્વર્ગે ઉડી ગયો !

(ખંજર ખેંચીને)

બંધુઓ ! હું આ પવિત્ર લોહીના કસમ ખાઇને કહું છું, કે અહંકારી ટાર્ક્વીન અને તેના ખુની કુટુંબની પાછળ હું આગ, તલવાર અને જે મળશે તે સાધન લઇને પડીશ; અને હવે પછી તે કે બીજો કોઇ પણ રોમમાં રાજા થઇ શકશે જ નહીં.

(કોલ્લેટાઇનના હાથમાં ખંજર આપે છે.)

### કોલ્લેટાઇન

આ પવિત્ર લોહીના કસમ ખાઇને હું દેવોની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું, કે અહંકારી ટાર્ક્વીન, તેની ખુની સ્ત્રી, અને તેના દુષ્ટ કુટુંબની પાછળ હું આગ, તલવાર તથા જે મળશે તે સાધન લઇને પડીશ;

અને હવે પછી તે કે બીજો કોઈ પણ રોમમાં રાજાની પદવી પર આવશે નહીં.

(હોરેશીઅસ અને લુક્રીશીઅસ પણ કોલ્લેટાઈનના જેવી પ્રતિજ્ઞા કરે છે.)

**બ્રુટસ**

અને હવે, બંધુઓ! આપણે આપણી તંદ્રા ઉડાવી દો! જાગ્રત થાઓ! કમ્મર કસો! દુશ્મન બળવાન્ છે; પણ આપણે આગ્રહથી કામ કરશું તો તેને હરાવી શકશું. ચાલો રોમ જઈએ, અને ત્યાં પ્રજાને એકઠી કરીને ટાર્કવીનના પાપી કુટુંબનું પાપ જાહેર કરી તેને સજાએ પહોંચાડીએ.

**હોરેશીઅસ**

અમે આ મામલામાં તમનેજ સેનાપતિ નીમીએ છીએ, અને તમારા હુકમ પ્રમાણે વર્તવા તૈયાર છીએ.

**બ્રુટસ**

મારે મંજુર છે. અને લુક્રીશીઅસ તથા કોલ્લેટાઈન! તમારો અશબ્દ શોક કેટલો ઉંડો છે તે હું સમજું છું; પણ અત્યારે તો આંસુના અંગારા બનાવો, અને પાપીઓને બાળી ભસ્મ કરો! ઓ લુક્રીસી! અમારે તો તારો શોક ચકચકિત હથીઆરોમાં અને ઉડતી કલગીમાં પાળવાનો છે! ચાલો, બીરાદરો! આપણે હવે જઈએ.

(બીજા સૌ ગયા પછી)

મારૂં મારૂં હું એ દુષ્ટને!<br>
નૃપતિ નગરે ન અવર ઠરેઃ<br>
જુલમ ન કરે યુવતી ઉપરે ત્વરિત—મારૂં.<br>
પરિવાર તેનો અહીં ન ટકી શકે કયહીં,<br>
ત્યમ કરૂં, ધૃતિ ધરૂં, નવ ડરૂંઃ<br>
ભય કરૂં, યશ વરૂં, ગર મરૂંઃ<br>
પડી તેની પછાડી મારૂં ઠાર!—મારૂં.

(જાય છે.)

---

# પ્રવેશ ચોથો

સ્થળ: રોમમાં ફોરમ

## બ્રુટસ

રોમન ગૃહસ્થો! તમે જોયું, કે આપણા લુક્રીશીઅસની પુત્રી અને કોલ્લેટાઇનની પત્ની લુક્રીશીઆની દુષ્ટ સેક્સટસે શી દશા કરી? એ મ્હેમાન થયો, અને મ્હેમાનનો ધર્મ ભૂલીને તેણે એવું ઘોર પાપ કર્યું, કે જેવું આપણા નગરમાં કોઇએ પણ કરેલું સાંભળ્યું નથી. પણ એ કુટુંબ તરફથી બીજી શી આશા રખાય? પ્રથમ જ એરન્સનું અને ભલી ટુલીઆનું ખુન કરી લુકીઅસ ટાર્ક્વીન અને તેની હાલની સ્ત્રી નાની ટુલીઆએ લગ્ન કરેલાં, એ તમારૂં અજાણ્યું નથી. પછી સર્વીઅસ જેવા દયાળુ અને ન્યાયી રાજાનું સેનેટમાં અપમાન થયું, તેનાં તખ્ત અને તાજ છીનવી લેવાયાં, અને છેવટે તેનું પણ ખુન થયું. તમો ભૂલી ગયા નહીં હો, કે પાપી ટુલીઆએ પોતાના બાપના શરીર ઉપર જ પોતાનો રથ ચલાવ્યો અને જે શેરીમાં એ ત્રાસદાયક બનાવ બન્યો, તે આજ "ગોઝારી શેરી" કહેવાય છે! રોમની અંદર અને બહાર તે પછી કેટલા બધા સારા માણસોનાં ખુન થયાં, એ યાદ કરો. ગેબીઆઇના લોકોને કેવો દગો દઇને ફસાવ્યા હતા? પોતાની કીર્તિની ખાતર મોટાં મંદિરો ચણાવવામાં અને બીજાં બાંધકામોમાં પ્રજાને કેવી હાડમારી ભોગવવી પડે છે? સેનેટની વ્યવસ્થા તુટી ગઇ છે, અને પ્રજાનાં હક્કો લુંટાયા છે! આ રાજાના રાજ્યમાં સુખ તો કોઇએ દીઠું જ નથી. તો શું આવી સ્થિતિ સહન કર્યા કરવી એ રોમનોને છાજે છે? શું તેને માટે કશો ઉપાય કરવો આવશ્યક નથી? શું આપણે બધા કાયર, હીચકારા, બાયલા બની ગયા છીએ? જો આજે સજા નહીં થાય તો નક્કી માનજો કે કોઇની પણ વહુ કે દીકરી હવે પછી સલામત નથી. જેઓ સામે થશે, તેઓ જાનથી જશે. તો બોલો, તમારે સહન કરવું છે, કે સજા કરવી છે?

## એક રોમન

અમે હવે સહન કરી કરીને થાક્યા છીએ. એવા રાજાને રહેવા દેવાથી પારાવાર નુકશાન છે. જરૂર તેને સજા થવી જોઇએ.

## બીજો રોમન

અને ટાર્કવીંનને કાઢીને બીજા કોને રાજા બનાવવો એ સવાલના ખુલાસાની પણ જરૂર છે.

## બ્રુટસ

રોમન બંધુઓ ! કોઇને પણ રાજા બનાવવાની જરૂરજ નથી. તમે જે કોઇને જીંદગી સુધી રાજા બનાવશો, તે પોતાના વંશમાં ગાદી રાખવાને મહેનત કર્યા વગર રહેશે નહીં; અને જે રાજા થશે, તે તમારા પર જૂલ્મ પણ કર્યા વગર રહેશે નહીં. જે જે પ્રજાઓમાં એ ધારો છે, તે તમામ પ્રજાને મોટાં દુઃખો ખમવાં પડયાં છે એમ આપણે ઇતિહાસમાં જોઇએ છીએ. કોઇ રાજા થશે, તો તે તમારા દીકરાઓને તમારી પાસેથી લઇ લેશે, અને તેમને પોતાના સારથી તથા સવાર બનાવશે. કેટલાક તેના રથ આગળ દોડશે, અને કેટલાકને તે પચાશ માણસોની ટુકડીઓ પર નીમશે. કેટલાકને તે પોતાની જમીન ખેડવા તથા પાક ઉતારવા રાખશે, અને કેટલાકને તે લડાઇનાં સાધનો અને રથો બનાવવામાં વાપરશે. તમારી દીકરીઓને તે ભઠીઆરીઓ અને અને રસોઇયણો બનાવશે, તથા તમારાં શ્રેષ્ઠ ખેતરો તથા વાડીઓ ખુંચવી લઇને તે પોતાના નોકરોને આપશે. તમારી ઉપજમાંથી તે દશમો કે પાંચમો ભાગ પડાવશે, અને તે પોતાના અમલદારોને વહેંચી દેશે. તમારાં દાસો તથા દાસીઓ અને સૌથી સારા જુવાનોને લઇને તે પોતાના કામે લગાડશે, અને સંક્ષેપમાં તમને સૌને તે પોતાના નોકર બનાવી દેશે. બોલો, એ સ્થિતિ તમને પસંદ છે?

## એક રોમન

બેશક નહીં !

**બીજો રોમન**

રોમમાં રાજાઓની જરૂર નથી !

**ત્રીજો રોમન**

બ્રુટસ ! તમે જે સુચવો તે કરવાને અમે તૈયાર છીએ.

**બ્રુટસ**

બેશક, અધિકારીઓ નીમ્યા વગર રાજ્યનું કામ ચાલે નહીં અને સર્વોપરિ અધિકાર પણ કોઇકને તો સોંપવોજ જોઇએ; છતાં મારો અભિપ્રાય એવો છે કે રોમમાં સર્વોપરિ સત્તા એક માણુસને ન સોંપતાં બેને સોંપવી, કે જેથી કોઇ પણ એકનું અતિ પ્રબળ ન થાય. તેમને "કોન્સલ" ની પદવી આપવી, અને એવું ઠરાવવું કે તેમનો અધિકાર માત્ર એક વરસ ચાલે. વરસ આખરે લોકોએ ફરી યોગ્ય કોન્સલોની ચુંટણી કરવી.

**એક રોમન**

વાહ વાહ, બ્રુટસ ! વાહ વાહ ! દેશભક્ત તે આનું નામ !

**બીજો રોમન**

શાબાશ, બ્રુટસ ! વ્યવસ્થા તે આનું નામ !

**ત્રીજો રોમન**

બધી ખરાબી અટકાવવી હોય તો શ્રેષ્ઠ માર્ગ આજ છે !

પણ તમે સર્વ રોમન ગૃહસ્થો કોન્સલોને પસંદ કરો, તે પહેલાં એક કામ કરવાનું હજી બાકી છે. પ્રથમ ટાર્કવીનનો ન્યાય થવો જોઇએ. હું ધારૂં છું, કે તમે તેને તથા તેના તમામ કુટુંબને રોમમાંથી હમેશાંને માટે દેશનિકાલ કરશો. એમ થશે, તોજ આપણે સાચો મોક્ષ મેળવી શકશું. બોલો, તમને સૌને એ મંજુર છે ? તમારી સૌની સંમતિ હોય તો પછી તેને યોગ્ય રૂપમાં ખબર અપાય.

**સૌ**

ટાર્કવીન હમેશાંને માટે સહકુટુંબ દેશનિકાલ થાય એ અમને સૌને મંજુર છે.

### બ્રુટસ

વારૂ, હું પોતે આર્ડીઆ જઇશ, અને રોમન સીપાઇઓને જણા-વીશ, કે પ્રજાએ ટાર્કવીનને આ પ્રમાણે સજા ફરમાવી છે. ટાર્કવીનને પણ રીતસર ખબર મળી જશે. તે અવશ્ય, બળાત્કારે રોમનો અધિ-કાર ફરી મેળવવા યત્ન કરશે; અને તે માટે આપણે તૈયાર થવું જોઇશે. મને ખાત્રી છે કે જ્યાં સુધી આપણામાં સંપ હશે, ત્યાં સુધી બીજા રાજ્યોની મદદથી પણ ટાર્કવીન આપણો પરાભવ કરી શકશે નહીં; પણ તમારે આ પ્રસંગે ખાસ ધ્યાન આપીને સારા કોન્સલો પસંદ કરવા જોઇએ, કારણ કે હાલની મુશ્કેલીઓને દૂર કરવાનું કામ તેમના પર પડશે. તો ગૃહસ્થો ! વિચાર કરો. જે બે યોગ્યમાં યોગ્ય રોમનો તમે જાણતા હો, તેમનાં નામ કોન્સલ તરીકે પ્રીફેક્ટ લુક્રીશીઅ-અસની રૂબરૂ જાહેર કરો.

(એકઠા થયેલા લોકો થોડીવાર માંહોમાંહે મસલત કરે છે. મુખ્ય મુખ્ય એકમત થાય છે.)

### પેલો રોમન

પ્રીફેક્ટ લુક્રીશીઅસ ! અમે આ વરસના કોન્સલોનાં નામ જાહેર કરવાને તૈયાર છીએ.

### લુક્રીશીઅસ

તમે સૌ એકમત છો ?

### પેલો રોમન

અમે સૌ એકમત થઇ જાહેર કરીએ છીએ, કે જુનીયસ બ્રુટસ અને ટાર્કવીનીઅસ કોલ્લેટીનસ આ વરસના કોન્સલો નીમાય !

### સૌ

અમે સૌ એ દરખાસ્તમાં અમારી સંમતિ જાહેર કરીએ છીએ.

### બ્રુટસ

તમ સૌના વિશ્વાસ માટે હું અને કોલ્લેટીનસ આભારી છીએ. પણ પ્રથમ, ગૃહસ્થો ! હું તમને એવા કસમ લેવાની સલાહ આપું છું, કે રૂશ્વતથી અથવા કશાથી લલચાઇને તમે હવે પછી કોઇ દિવસ કોઇ પણ માણસને રાજા બનાવશો નહીં !

## સૌ

અમે સૌ દ્યૌષ્પિતર અને દેવી વેસ્ટાના કસમ લઈ પ્રતિજ્ઞા કરીએ છીએ, કે અમે હવે પછી કોઈ દિવસ કોઈ પણ માણસને રાજા બનાવશું નહીં.

## બ્રુટસ

બરાબર છે, રોમન બંધુઓ ! આજ તમે જે મોટા કામની શરૂઆત કરો છો, તેની સાચી કલ્પના તો હવે પછીના જમાનાઓનેજ આવી શકશે. પણ મારી ખાત્રી છે, કે દુનિયાના ઇતિહાસમાં આ બનાવ કદાપિ ભૂલાશે નહીં. માત્ર રોમને માટેજ નહીં, પણ આખી દુનિયાના એક મોટા કષ્ટના નિવારણ માટે આપણે આજની શરૂઆત કરીએ છીએ એમ સમજવું ઘટે છે. દેવોની ઇચ્છા એવી નથી, કે એક પણ માણસ સર્વોપરિ થાય, અને તે બીજાઓને નીચા રાખે. દેવોની ઇચ્છા તો એવી છે, કે બધા માણસો ઉંચા થાય, અને એક બીજાની સેવા કરે ! પણ માણસ જાત અતિશય સ્વાર્થી છે, અને સારામાં સારી યોજનાને પણ નઠારા માણસો બગાડીને નિષ્ફળ કરે છે. આપણે જે વ્યવસ્થા કરીએ છીએ, તેની પણ ભવિષ્યમાં શી સ્થિતિ થશે, તે અત્યારે આપણે જાણી શકતા નથી; છતાં આપણો ઉદ્દેશ સૌના સુખનો છે, અને રોમને તેજસ્વી કરવાનો છે એટલું સ્પષ્ટ ધ્યાનમાં રહે. તો બસ છે. નગરમોક્ષ એક વાર મેળવી લેવાથી કંઇ બધું કર્તવ્ય પૂરૂં થતું નથી. મોક્ષને પણ ટકાવી રાખવો જોઈએ, અને તેને લાયક માણસોએ રહેવું જોઇએ. જો માણસો મોક્ષને યોગ્ય ન રહે, તો તેઓ લાંબા વખત સુધી મુક્ત પણ રહી શકે નહીં; છતાં આ પ્રસંગે હું વિસ્તારથી કહેવા ચાહતો નથી. સંક્ષેપમાં એટલુંજ કેઃ

રહેજે મોક્ષમાં રોમન !
નરપતિની પદવી નહીં સહેજે !
વિમુક્ત જનપદ સિવાય મનમદઃ
અહીં જગત પર સદૈવ સુખકરઃ

નવીન સંસ્થા રચાવવા, ને
પુરી રિપુથી બચાવવા,
ઉત્સાહે વહેજો !

### સૌ

વાહ, બ્રુટસ ! શાબાશ, બ્રુટસ ! અમે આજ મેળવેલી મુક્તિને સાચવશું, તેનું જીવની માફક જતન કરશું અને તેને માટે પ્રાણ આપશું !

### લુક્રીશીઅસ

અને આજ છુટા પડયા પહેલાં દેવી વેસ્ટાની કન્યાઓને બોલાવો કે તેઓ નવીન રોમન સ્વરાજ્યને આશિર્વાદ આપે, અને આપણું આદરેલું કામ સફળ થાય !

**( એક માણસ સત્વર જાય છે. વેસ્ટાની છ કન્યાઓ પ્રવેશ કરે છે. )**

### કન્યાઓ

કોન્સલોનો જય થાઓ ! રોમનો સુખી થાઓ ! દેવીનો આશિર્વાદ છે !

આનંદ, આનંદ, આનંદ. આનંદ;
જન કેરા અંતરમાં થાય, થાય !
હતા બદીમાં પુરઃ
ગયા બધા તે દૂર !
શાસન છે આવ્યું સારૂં !
સ્થિર તે કરજો, સુખને વરજોઃ
વિમોક્ષ સુભાગ્ય સુપાત્ર વિષે ઘટેઃ
ઝટ નહીં મટેઃ
દિલ વિચારજોઃ નહીં વિસારજોઃ
ભય વિદારજોઃ યશ વિતારજો !

**( સૌ જાય છે. )**

# પ્રવેશ પાંચમો

---

**સ્થળ: બ્રુટસના મકાનની પાસેનો એક એકાંત બાગ.**

## વેલીરીઅસ

અરે! લોકસમુહના મનનું કશું ઠેકાણું નથી! નહીતો કોલ્લેટાઇન જેવા માણસને માત્ર ટાર્કવીનના નામની ખાતર રોમના મુલકની બહાર જવાની કેમ જરૂર પડે? જેનાં કુટુંબની ખાતર આ બધા બનાવો બન્યા, અને રોમને મુક્તિ મળી, તેને પોતાને રોમ છોડવું પડ્યું! ખરેખર! સાધારણ લોકોનો સ્વભાવ વિચિત્ર છે! બ્રુટસ પણ શું કરે? લોકોના સમાધાનની ખાતર તેને સંમતિ આપવી પડી!

પણ બ્રુટસ! આ નવો જખમ તારાથી સહન થશે કે? ટાર્કવીનના એલચીઓને લાંબા વખત સુધી રોકી રાખવામાં આપણી એવી ધારણા હતી, કે તેને લડાઇ કરવાનું બહાનું કે સાધન કશું ન મળે! પણ તેમણે તો અહીં રહીને પ્રપંચોથી ખુવારી કરી. પેલા ગુલામને જો વાતની ખબર ન પડી હોત, તો રોમની કોણ જાણે શીએ સ્થિતિ થાત! બ્રુટસના દીકરા ટાઇટસ અને ટાઇબીરીઅસ, તેમના મામા વાઇટેલીઆઇ અને અંક્વીલીઆઇ, તથા બીજા પણ કેટલા બધા અમીરઝાદાઓ આ કાવતરાંમાં સામેલ હોવાનો પુરાવો મળ્યો? ટાર્કવીનની બધી મીલ્કત તેને પાછી આપવાનું સેનેટે ઠરાવ્યું, તે લઇ જવા માટે વાહનોની તજવીજ ચાલે છે, એટલુંજ અમારે તો સમજવું હતું. પણ કાગળો પકડાયા, તે બહુ સારૂં થયું!

અહા બ્રુટસ! તું ખરેખર દૈવી પુરૂષ છે! દ્રોહીઓને કેદ કરતાં તેમાં ત્હારા દીકરાને જોવાં છતાં તેં ક્ષણ પણ અનાકાની ન કરી! દુનિયામાં એ પ્રમાણે વર્તી શકનાર આદમી કેટલા થોડા છે! છતાં સાચો ન્યાય તો જે તેં કર્યો તેજ. દેવો તને આ પ્રસંગનું અંતરદુઃખ સહવાની શક્તિ આપો!

અરે! પણ આ સામેથી કોણ આવે છે? શું બ્રુટસ પોતે? ખેદના ઉદ્ગારોમાંજ તેનું દિલ લાગી ગયું છે. ચાલ, હું બાજુએ રહીને સાંભળું!

### બ્રુટસ

પુત્રોએ કરી કેવી, હા અફ્સોસ, ખારબી!
કેવો બતાવ્યો નીચ હૃદયજોસ ખરાબી!
કરવી ઘટે તેને સજા, છો કાળજું કપાય:
રાજ્યદ્રોહીને દુષ્ટને માફી નહીં અપાય!

ન્યાયનું વિમળ કામ મારૂં:
દેશમાં વિરલ નામ મારૂં:
કાર્ય છે ઉચિત ના ગમે તે:
બોલતુ જગત છો ગમે તે!

પર ભણી જતા, નિજ નહીં થતા,
હણું જન એવા: ગણું પુર સેવા!
ડરે સવ કો વિમાગે જતાં,
કરે ગર્વ શો દશા આ થતાં!

### વેલીરીઅસ

બ્રુટસ! કોન્સલ બ્રુટસ!

### બ્રુટસ

વેલીરીઅસ! કેમ? ક્યાં જાઓ છો?

### વેલીરીઅસ

ન્યાય જાહેર કરવાનું આપણે ક્યારે રાખશું, એ ચોક્કસ કરવા સારૂ તમનેજ મળવા આવતો હતો. ટાર્કવીનની મીલ્કત માટે તે લોકલાગણી એટલી ઉશ્કેરાઈ છે, કે કોઈની તેને કશુ આપવાની ઇચ્છા થતી નથી.

## બ્રુટસ

એ બધી બાબતોનો નીવેડો આપણે ન્યાયમંદિરમાંજ કરશું, વેલીરીઅસ ! વખત આજ સાંજનોજ ઠીક છે કે ?

## વેલીરીઅસ

હા, અનુકૂળ છે.

## બ્રુટસ

તો સારૂ. સલામ, વેલીરીઅસ ! બીજું કંઇ કામ છે ? હું દિલને જરા ઉદ્વેગ હોવાથી આ એકાંત બાગમાં ફરવા નીકળ્યો છું. જાઉં કે ?

## વેલીરીઅસ

હા સીધાવો, બ્રુટસ ! દેવો તમારી રક્ષા કરે !

(બ્રુટસ જાય છે.)

## વેલીરીઅસ

અહા, દેવ બ્રુટસ ! અમે સૌ તમારા દિલની સાચી મહત્તા ક્યારે સમજશું ? એ સમજશું, ત્યારેજ અમારો સાચો ઉદય પણ શરૂ થશે. ખેર ! હાલ તો ચાલ તૈયારી કરવા જાઉં !

(જાય છે.)



## પ્રવેશ છઠ્ઠો

સ્થળ: રોમમાં ન્યાયમંદિર

(બ્રુટસ અને વેલીરીઅસ ઉંચે આસને બેઠા છે. નીચે ટાર્કવીનના એલચીઓ, બ્રુટસના દીકરાઓ અને બીજા અપરાધીઓ ઉભા રહ્યા છે. ગેલેરીમાં પ્રેક્ષકો છે.)

### બ્રુટસ

રોમન ગૃહસ્થો ! આપને મારે જણાવવું જોઇએ, કે આ સાથે ઉભા રહેલા ચાર પુરુષો માજી રાજા ટાર્કવીનના એલચીઓ છે. તેમને અહીં રોમમાં શા માટે રોકાવું પડ્યું છે, તે આપ જાણો છો. સેનેટમાં ઠરાવ થયો, કે દેશનિકાલ ટાર્કવીનને તેની ખાનગી મીલ્કત ખુશીથી લઇ જવા દેવી. તે દોલત લઇ જવા માટે વાહનો શોધવાના બહાનાથી આ ચાર માણસો અહીં રોકાયા હતા. પણ અમારી પાસે રજુ થયેલા દસ્તાવેજોથી સાબીત થાય છે, કે તેઓ એક મોટા રાજ્યદ્રોહના ગુન્હામાં ભાગ લેતા હતા. થોડાએક મૂર્ખ અને ઉચ્છૃંખલ રોમન જુવાનોએ ટાર્કવીનને એવો કાગળ લખેલો, કે તમે અમુક તારીખે રોમના દરવાજા પાસે લશ્કર લઇને આવી પહોંચો, એટલે અમે દરવાજા ઉઘાડીને તમને મદદ કરશું, અને તમને ફરી રાજા બનાવશું. આ માણસોએ તે સેવા બદલ એ મૂર્ખ જુવાનોને થોડા હીરામાણેક અને ઘણાં વચનો આપેલાં, એમ સાબીત થયું છે. આ માણસોએ એલચીઓનો ધર્મ પાળ્યો નથી. તેમના શરીરને ઇજા ન કરવાની સારા રાજ્યોની પદ્ધતિ છે, જોકે આ લોકો તો સ્વધર્મથી ભ્રષ્ટ થયેલ હોઇને એલચીના નામને પાત્ર રહ્યા નથી; જતાં મારા મિત્ર વેલીરીઅસ અને હું એવા ઠરાવ પર આવ્યા છીએ, કે તેઓ ગમે તેવા દુષ્ટ પણ એલચી કહેવાય છે, માટે તેમને છોડી મૂકવા; અને તેટલા માટે અમે તેમને છોડી મૂકીએ છીએ.

(એલચીઓ તરફ જોઈને)

જાઓ !

(એલચીઓ જાય છે.)

રોમન બંધુઓ ! હવે ટાર્કવીનની મીલ્કત માટે અમે બંનેએ શો ન્યાય કર્યો છે, તે સાંભળો. શહેરની અંદર ગુપ્ત રીતે દાખલ થવાની કોશીશ કરવાથી તે રાજ્યદ્રોહનો અપરાધી થઇ ચુકયો છે; અને તેટલા માટે દેહાંતની સજાને પાત્ર છે. એ બેશક રોમને પોતાના બાપની અને પોતાની જાગીર સમજે છે અને માને છે; પણ આપણે હવે સમજ્યા છીએ, કે પૃથ્વી કોઇની જાગીર નહીં પણ સૌની માતા છે. રોમ એ ટાર્કવીનની કે બીજા કોઇ પણ એક મનુષ્યની મીલ્કત અને કદાપિ થઈ શકે નહીં. એ તો બધા રોમનોની માતૃભૂમિ છે. માતૃભૂમિના ઘાતના પ્રયત્નમાં ટાર્કવીન મચેલો છે, તો પછી તેની અંદરની મીલ્કતનો તે ન્યાય પ્રમાણે માલેક થઈ શકતો નથી. માટે અમે એવો ઠરાવ કર્યો છે, કે ગરીબોમાં ખબર આપવી, કે તેની જે મીલ્કત જેને ગમે તે તે સુખેથી લઈ જાય; તેની ઇમારતો જમીનદોસ્ત કરવી; તેના પત્થરો ચાહે તેને લઇ જવાની રજા આપવી; કેમ્પસ માર્શીઅસ ઉપર જે પાક તૈયાર થયેલો ઉભો છે, તે કોઇએ લેવો નહીં, પણ તેને ટાઇબરના ઉદરમાં પધરાવી દઈ એક ટાપુ બનાવવો; અને એ પાયા ઉપર મોક્ષદેવીનું મંદિર ચણાવવું ! રોમન બંધુઓ ! આ અમારો ન્યાય આપ સૌને યોગ્ય લાગે છે ?

## રોમનો

શાબાશ, બ્રુટસ અને વેલીરીઅસ ! તમે અપરાધીને ઘટતી જ સજા કરી છે.

## બ્રુટસ

અને હવે, મિત્રો ! હું આજના સૌથી કઠિન કાર્ય પર આવું છું. ટાર્કવીનને રાજ્યદ્રોહી કાગળ લખવામાં જે મૂર્ખ અને દુષ્ટ જુવાનોએ ભાગ લીધો છે, તેમાં મારા પોતાના બે પૂત્રો સામેલ છે. મૂર્ખોને હમેશાં નિયમનું શાસન આકરું લાગે છે. એમને તો પાત્રતા વગર મહેરબાની જોઇએ છીએ. દુષ્ટ રાજાઓના અમલમાં દુષ્ટોને અનુકૂળતા મળી શકે છે. આવી લાલચથી આ દુષ્ટો રોમમાં આટલા બધા

અભ્યાસથી સ્થાપિત કરેલા સ્વરાજ્યની વિરૂદ્ધ અને તેની હિંસા માટે ટાર્કવીન જેવા દેશદ્રોહી દુશ્મનની સાથે ભળ્યા. કેવું નીચ પાપ અને કેવો ઘોર અપરાધ ! તેટલા માટે અમારી આજ્ઞા છે, કે એ તમામ દેશદ્રોહીઓને શિરચ્છેદની સજા કરવી. અરે જાઓ ! અપરાધીઓને શિરચ્છેદસ્થાનમાં લઇ જાઓ.

## રોમનો

અરે વાહ બ્રુટસ ! તમારા જેવો ન્યાય તો વિરલાજ કરી શકે !

## બ્રુટસ

જે ગુલામે આ મોટા અપરાધની કોન્સલોને ખબર આપી, તેને " વિન્ડિકટા " ના કાયદા પ્રમાણે શહેરની તિજોરીમાંથી દસ હજાર દામની બક્ષિશ, પરિપૂર્ણ નગરમોક્ષ, અને નાગરિક તરીકેના તમામ હક્ક એનાયત કરવામાં આવે છે.

## વેલીરીઅસ

મિત્રો ! મારા સહાધિકારી પૂજ્ય કોન્સલ બ્રુટસે આ પ્રસંગે જે અસાધારણ ધૈર્ય અને પૌરૂષ અને ધર્મ દાખવેલ છે, તેથી આપણુ સૌને તેના તરફ દીલસોજી થવી જોઇએ. બ્રુટસ માત્ર તેનાં પોતાનાં બાલકોનાં નહી પણ આખા રોમના પિતા છે. જગતમાં જ્યાં સુધી રોમન સ્વરાજ્યનું નામ રહેશે, ત્યાં સુધી બ્રુટસનું નામ અમરમાં સાથે જોડાયેલું રહેશે. અસ્તુ. આજનું તમામ કામ હવે ખલાસ થયું છે. મહાત્મા બ્રુટસને ચાલો આપણે પાલખીમાં બેસાડી એમને મકાને પહોંચાડી આવીએ, અને પછી છુટા પડીએ.

## બ્રુટસ

પાલખીની જરૂર નથી. આપ ભાઇઓનો સહભાવ છે, તો સાથે ચાલી શકોશ.

## રોમનો

ન્યાય કરે આ !

મનુજ ખરે આ

વિરલજ અવનિમાં !

મૃત્યુ પમાવે નિજ તનુજોને:

વિષમ ન સ્થિતિ કોને ?

અહા વીરવર !

કૃતિ ધીર તવ—

સદા કાળ વખણાશે !

[સૌ નમન એ. પડદો પડે છે.]



# અંક ત્રીજો

---

## પ્રવેશ પહેલો

---

સ્થલ—વેલીઆ પહાડની ટેચ ઉપર.

### વેલીરીઅસ

અહા, કાળના મૃત્યુ ! યમ ! તારી કળા અકળ છે. માનવમોક્ષનો મોટો મિત્ર અને તેનો દારૂણ દુશ્મન બંને સંગ્રામમાં સાથે કપાઇ ગયા. બ્રુટસ તથા એરંસ પરસ્પર ભાલાથી વીંધાયા.

બેશક, બ્રુટસના પવિત્ર પ્રાણની શક્તિ અમર છે. રોમનો વિજય જ થયો છે, અને જ્યાં સુધી અંતઃકરણમાં મોક્ષ રહેશે. ત્યાં સુધી પરાજય કદાપિ થશે નહીં. રોમન માતાઓએ તેનો એક આખા વરસ સુધી શોક પાળવાનું ઠરાવ્યું છે તે ઉચિતજ કર્યું છે.

પણ અંતઃકરણમાં મોક્ષ રહેવો એ કૈ સહજ વાત છે? મૂર્ખો અને દુષ્ટો શું મોક્ષને ઓળખી કે ચાહી શકે છે? હું સાંભળું છું કે સ્વર્ગવાસી બ્રુટસને સ્થાને બીજો કોઇ કોન્સલ અત્યાર સુધી ન નીમા-વાને લીધે, અને વેલીઆના પહાડ ઉપર હું મકાન બંધાવું છું તેથી, કેટલાકને એવો શક થયો છે કે મારે રાજા થવું છે ! અરે ! શું ત્યારે પ્રજાવર્ગમાં કોઇથી પણ નિરપવાદ થઇ શકાયજ નહીં? શું ગમે તેવી દેશભક્તિ પણ શંકા ન થાય એટલી ઉંચાઇએ પહોંચી શકે જ નહીં? હેવ બ્રુટસ ! તમે વહેલા ખપી ગયા, અને નિષ્કલંક કીર્તિ મૂકી ગયા. તમારા સાથીને રોમનો વહેમ સહન કરવાનો વખત આવ્યો છે ! અરે ! મારા જેવો રાજાઓનો દુશ્મન શું રાજા થવાને કદાપિ લલચાય ? અરે ! હું કિલ્લામાં વસું કે કેપીટોલમાં, તેથી શું મારા બંધુઓને "મારી

બીક લાગી જાય ? મારા લક્ષણનો શું એવી ક્ષુલ્લક વસ્તુઓ પર આધાર છે ? મારી પાત્રતાનો પાયો શું એટલો નિર્બળ છે કે હું કોણ છું એ વાત કરતાં હું ક્યાં રહું છું એ વાત વધારે મહત્ત્વની ગણાય ? અરે રોમનો ! પબ્લીઅસ વેલીરીઅસનું મકાન તમારા મોક્ષના માર્ગમાં આડું આવશે નહીં. વેલીઆ પહાડ તમારો અક્ષત રહેશે. હું મારૂં મકાન નીચે મેદાનમાં લાવીશ, એટલુંજ નહીં પણ તે નીચે ખીણમાં બાંધીશ, કે જેથી મારા જેવા શંકાસ્પદ નાગરિકના કરતાં ઉપરના ભાગમાં આપ સૌ લાયક ગૃહસ્થો વસી શકો ! પબ્લીઅસ વેલીરીઅસ કરતાં રોમને અને રોમના મોક્ષને જેઓ વધારે ચાહતા હોય, તેઓ ભલે એ પહાડને મથાળે પોતાનાં મકાનો ચણે ! ખેર !

નગરમોક્ષના લોકોને વધારે કિમ્મત સમજાય, તેટલા માટે મને લાગે છે કે એક તો મેજીસ્ટ્રેટોના ફેંસલા ઉપર અપીલ સાંભળવાનો પ્રજાને અધિકાર આપવો જોઇએ; અને જે કોઇ રાજાનો અધિકાર લેવા યત્ન કરે, તેની જીંદગી તથા તમામ મીલ્કત પ્રજાને સુપ્રત થાય એવો કાયદો કરવો જોઇએ. આજેજ તે કરીને પછી નવા કોન્સલની ચુંટણીનું કામ ઉપાડીશ.

પણ—આ ટાર્કવીન તથા લાર્સ પોર્સેના ચઢી આવે છે તેનું શું કરવું ? પોર્સેના પાસે પ્રબળ સેના છે. સામે થવું પરવડે તેમ નથી. માત્ર નગરનું રક્ષણ થાય, તો ઘેરો ઉઠાવવાની તેને ફરજ પાડી શકાય. ઘણા ખરા માણસો તો એટલા ડરી ગયા છે કે ગુલામી સ્વીકારીને પણ આજ ટાર્કવીન સાથે સલાહ કરે; છતાં બેશક એ નહીં બને. બોલ્સી-અનો પાસે માણસો મોકલ્યા છે, તેઓ અનાજનો સારો સંગ્રહ લાવશે. મીઠાના વેચાણનું કામ સરકારના હાથમાં રાખવાનું ઠરાવ્યું છે, એટલે એ ઉપજ પણ સારી આવશે; અને બંદરના જે બધા કર માફ કરવામાં આવ્યા છે, તેની ખોટ જણાશે નહીં. જે તવંગરો કર આપી શકવાની સ્થિતિમાં હોય તેઓ ભલે કર ભરે. બિચારા ગરીબો તો પોતાનાં બાળકોને ઉછેરે, તોપણ તેમણે પુરતો કર આપ્યો ગણાય.

અસ્તુ. ચાલ સેનેટમાં જઇને માતૃભૂમિની સેવામાં નિયુક્ત થાઉં. માતા ! તારાં બીજાં બાળકો જાણે કે ન જાણે, પણ તું જાણે છે, કે આ વેલ્સ્રીરીઅસના હૃદયમાં કઇ અગનજ્વાળા સળગી રહી છે! દેવી ! મહાત્મા મ્યુટસે જીવનમાં અને મરણમાં આ પાઠ સારી રીતે જણાવ્યો છે, કે હવે પછી તારા કોઇ પુત્ર કે પુત્રીને અમે રાજા કે રાણી થવા દેશું નહીં; અને કોઇનું પણ તારા પર ધણીપણું થાય, એ સહન કરશું નહીં. સર્વ તારાં સંતાન છે અને સમાન છે, એ સૂત્ર રોમની ભૂમિમાં મ્યુટસના વરદ હાથથી વવાઇ ચુકેલું છે. એ બીજ અમર છે. એ રક્તબીજમાંથી સહસ્ત્રાવધિ શક્તિઓ પ્રભવશે અને નિરંતર વિજયનો વાવટો ફરકાવ્યા કરશે. અહા ! કિં બહુના ? "વંદે માતરમ્ !"

(જાય છે)



## પ્રવેશ બીજો

સ્થળ—રાણી પોર્સેનાની કચેરી

### પોર્સેના

દીવાનજી ! બીચારા ટાર્કવીનના કુટુંબ ઉપર બહુ જુલમ થયો. એક ઓરતને ભોગવવા જેવી તુચ્છ વાત માટે આખું રાજ્ય ગયું. સેક્સટસ અને એરંસ જેવા દીકરા કપાઇ ગયા અને પાયમાલી થઈ. પણ, લુક્રીશીઆ, કેવી હતી ?

### દીવાન

કહે છે કે બહુજ ખુબસુરત હતી.

### પોર્સેના

ત્યારે તમે પોતે તેને જોએલી નહીં ?

### દીવાન

નહીં, જી.

### પોર્સેના

અરે ! પણ રાજાના દીકરાઓ પ્રસંગોપાત એવાં અટકચાળાં ન કરે, તો સાધારણ માણસો શું કદાપિ કરી શકવાના હતા ? અને તેટલા માટે શું રાજ્ય જાય ? મેં પોતે જુવાનીમાં ઘણી ઓરતો ભોગવી છે, અને તમે જાણો છો, કે હજી પણ મારો એ શોખ છેક ગયો નથી. પણ તેથી શું ? રૈયત બળવો કરી શકે ? રૈયતની વહુઓ તથા દીકરીઓ રાજાની મહેરબાની મેળવે, એ તો તેમણે પોતાનું સદ્ભાગ્ય સમજવું જોઇએ; અને જેમ પેલા ધર્માચાર્યોને નવોઢાઓ અર્પણ થાય છે તેમ મારા મત પ્રમાણે તો દરેક મહારાજાને પણ તે અર્પિત થવી જોઇએ.

### દીવાન

બેશક, પણ રોમનો જરા ઝનુની છે.

## પોર્સેના

નહીં, દીવાનજી ! રોમનોના એ જુદા ઝનુનનો જો ફેલાવો થાય તો કોઈ દિવસ આપણને પણ છાંટા ઊડે. રાજાઓની વિરૂદ્ધ થવાની હઠીલાઈને તો તરત દાબી દેવી જોઈએ. આજ તો ટાર્ક્વીનને રોમનો કાઢી મુકે છે, પણ કાલ કદાચ આપણી રાજ્યભક્ત પ્રજાને પણ બેવફા થવાની ઇચ્છા થાય !

## દીવાન

આપણી પ્રજા તો મહારાજાને પ્રભુ સમાન માને છે, અને પૂજે છે !

## પોર્સેના

એ સર્વમાં તમારી ખુબી છે, દીવાનજી ! પણ વારૂ, આપણાથી રોમન પ્રજાને બેવફા થવા માટે સજા ન થઈ શકે ? બધાં રાજ્યોના કાયદાથી વિરૂદ્ધ તેમણે કામ કર્યું છે. રાજાનો ન્યાય કરવાનો શું રૈયતને અધિકાર ? રાજા રૈયતને સજા કરે એ તો બરાબર, પણ શું રૈયત ઉઠીને રાજાને સજા કરે ? એવી રૈયતને તો કતલ કરવી જોઈએ. કેમ દીવાનજી ?

## દીવાન

બેશક, બેશક. પોતાની પદવીને ભૂલી જઈને પૃથ્વીના પ્રભુની સામે થવું એ મોટામાં મોટો અપરાધ છે ! રાજા રૈયતનો ન્યાય કરી શકે, પણ રાજાનો ન્યાય તો પરમેશ્વરજ કરી શકે !.

## પોર્સેના

શાબાશ, દીવાનજી ! એમ હોવુંજ જોઈએ. તેટલાજ માટે ટાર્ક્વીન તરફ મને લાગણી રહે છે. આપણો તેની સાથે લાંબા વખતનો સંબંધ છે. તેના ઉતારા માટે તો બધી ગોઠવણ થઈ છે કે ?

## દીવાન

હા, મહારાજ ! મુકામ કરીને હમણાં અહીં આવી પહોંચશે એમ ધારું છું.

છડીદાર

(પ્રવેશીને)

મહારાજાનો વિજય થાઓ ! મહારાજા ટાર્કવીન પધારે છે !

(પોર્સેના સામે જઈ ટાર્કવીનને તેડી લાવે છે, અને તેને પોતાને પડખે સિંહાસન પર બેસાડે છે.)

પોર્સેના

મહારાજા ટાર્કવીન ! અમારૂં આમંત્રણ સ્વીકારીને પધાર્યા તે બહુ સારૂં કર્યું. હાં, કુશળ તો છોને ?

ટાર્કવીન

હાજી, કુશળ છું. આવે વખતે આપના આમંત્રણથી બહુ સારૂં લાગ્યું. આપે સર્વોપરિ મિત્રધર્મ બજાવ્યો છે !

પોર્સેના

બીલકુલ નહીં. આજ તો આપની પ્રજાએ બળવો કર્યો, અને કાલ મારી પ્રજા એ પ્રમાણે કરવાને લલચાય. રોમનોએ માત્ર આપનો નહીં, પણ દુનીઆના તમામ રાજાઓનો અપરાધ કર્યો છે. તેમને સજા કરવી, એ માત્ર આપનું નહીં પણ આપણા સૌનું કર્તવ્ય છે !

ટાર્કવીન

એ પ્રમાણે જુઓ છો, તે આપની મહત્તા છે. અફસોસ... માત્ર એટલો છે કે દેશના બીજા રાજાઓ એ પ્રમાણે સમજતા નથી.

પોર્સેના

કંઈ ફીકર નહીં. મારી પોતાની પાસેજ એટલું લશ્કર છે કે રોમનોને ઘરબાર સહીત કબજે લઈ શકું. ઓ સેનાપતિ ! લશ્કરને તૈયાર થવાનો અને રોમ તરફ કુચ કરવાનો હુકમ આપો ! અમે ભોજન કરીને સત્વર સાથે થઈશું !

(બંને જાય છે)

## પ્રવેશ ત્રીજો

---

પાસે નાનું લશ્કર ગાતાં ગાતાં કુચ કરે છે.

### સેનાપતિ

શૂરાઓ !
આવી જવે, વેળા હવેઃ
વેગે ચાલી પહોંચો,
નહીં જાણ થાએ વૈરીને ત્યાં:
અતિશય સુરતા રાખોઃ
નગર મહીં ખબર નહીં,
ત્યાંજ હુમલો કરી,
પુરમાં જઇને કરવું સર તેઃ
જન સહુ ભયમાં નાંખો !
નરપતિ તણી વાણી એવી,
નિજ મુખ થકી જાણી તેવી,
પ્રકટિત કરૂં સૌની પાસેઃ
શીસ પર લાજ સો ઉલ્લાસે,
પથ પર ચઢી હાવાં ચાલો,
અરિ પર જય છે વ્હાલો !
હંફાવ્યા છે હજારોનેઃ
પરિચિત સમરે મ્હારે !

(સૌ કુચ કરે છે.)

---

# પ્રવેશ ચોથો

સ્થળ: સબલીકીઅન પુલ ઉપર

## હોરેશીઅસ

આહા ! જેનીક્યુલમ લેવાયું, અને દુશ્મનો આ તરફ ધસતા આવે છે. લાર્શીઅસ અને હર્મીનીઅસ ! તમે અહીં ઉભા રહો. આપણે તેમને અટકાવીએ.

## લાર્શીઅસ

હું તો ઉભો છું, પણ દુશ્મનો ઘણા છે. અને જુઓ, આ બીજા રોમનો નાસવા લાગ્યા !

## હોરેશીઅસ

રોમનો ! શરમ છે ! આમ બાયલાની માફક નાસો છો શું ? શું આ રીતે તમે નગરનું અને તમારા મોક્ષનું રક્ષણ કરશો ? અહીંથી કદાચ નાસીને જશો, તો તેથી પણ તમને લાભ થવાનો નથી. તો થોડા વખતમાં પેલેટીઅમ અને કેપીટોલમાં જેનીક્યુલમના કરતાં વધારે દુશ્મનો દાખલ થશે. બચવાનો ઉપાય એકજ છે. તલવારથી, આગથી કે જે હાથમાં આવે તે હથીઆરથી કોઇ પણ રીતે આ પુલ તોડી નાખો; અને ત્યાં સુધી હું મારાથી બનશે તે પ્રકારે દુશ્મનોને ખાળી રાખીશ.

## હર્મીનીઅસ

અરે હોરેશીઅસ ! વળી એ બાયલાઓ તે કંઈ વીરત્વ દાખવવાના હતા ! દુશ્મનો તો આ આવ્યા !

**(હોરેશીઅસ, લાર્શીઅસ, અને હર્મીનીઅસ પુલને બીજે છેડે જાય છે. હોરેશીઅસ તરવાર ઉછાળતો અને ગાતો ગાતો જાય છે.)**

## હોરેશીઅસ

રિપુદલ આવે, મુજ દીલ ભાવે:

જઇ નિકટે કંઇ ક્રોધ કરૂં: કંઇ રોધ કરૂં: કંઇ શોધ કરૂં !

કલહ મચાવે, તદપિ ન ફાવેઃ
લવ પણ દાવે, પુર ન હરાવેઃ
કીકમત કરું હમણાં !
સરિતાંનો પુલ ઝટ કરે ડુલ,
નહીં ત્યાં લગીમાં દઉં હું ધસવા !
સબલ રહું : સકલ સહું :
દુશ્મન કોઈ ન પૂર વટે !
નિકટે વિચરે, નવ તે ઉગરેઃ
જયમ ખડ્ગ ફરે, હત થાય ખરે !
—નીરખું હરિણ જમણાં !

(પુલને મોખરે જઈને પડકારો કરે છે.)

ચાલ્યા આવો, ગુલામના બચ્ચાઓ ! ચાલ્યા આવો, પોર્સેનાના ભાડુતી પોરીઆઓ ! ચાલ્યા આવો !

(થોડા ઈટ્રસ્કન સીપાઈઓ સાથે ધસે છે. હોરેશીઅસ તેમને કાપી નાખે છે. બીજાઓ ચકિત થઈ ઉભા રહે છે.)

## પહેલો ઇટ્રસ્કન

શો શાર્દુલાસિંહ જેવો આ રોમન શોભી રહ્યો છે ! તેની ગર્જનાથી ગાત્ર ધડકે છે. અરે વાહ ! સતક્ષમી ! અરે વાહ ! પૌરુષના પાદશાહ !

(આગળ આવે છે; તેને હોરેશીઅસ કાપી નાખતો જાય છે. બીજાઓ તેથી અટકી જાય છે.)

## હોરેશીઅસ

સહુ આવો આમઃ ધારી હામઃ રસ્તો ગામનો છે આ.
અટકાવું, તો અટકાવું છોઃ
પટકાવું, તો પટકાવું છોઃ
ફટકાવું, તો ફટકાવું છો !

'નથી કોઇ તમારી સમી સેનાઃ

ભય પણ પ્રબલ કશું છે ના!

અહીંથી ન ખસુંઃ દલમાં ન ધસુંઃ

પણ વૈરી કસુંઃ મનમાંજ હસું!

જવા ન આપુંઃ તમામ કાપુંઃ

ત્વરાથી માપું મર્દાની!'

સહુ વીર જોજે! ઝટ સજ્જ થાજે!

નહીં હાર આજે, કીર્તિ કમાજે, વેળા આ!

(ઈટ્રુરીઅનો આઘા ઉભા રહ્યા છે, તેમના તરફ તિરસ્કારની દૃષ્ટિ કરી.)

ઓ, ઘાતકી જુલમગારોના ગુલામો! તમને પોતાના મોક્ષનું તો ભાન નથી, પણ શું અમારા મોક્ષ પર પણ તમારે તરાપ મારવી છે? ચાલ્યા આવો, જો મર્દ હો તો! પણ મર્દાની તમારામાં ક્યાંથી હોય?

### પહેલો ઇટ્રુસ્કન

અરે સીપાઈ બચ્ચાઓ! તમે આ વચનો શું સાંભળી રહ્યા છો? મરવું તો એક વાર છે જ! અરે રોમન! શું રોમની માવતરો જ દીકરા જણી જાણે છે? ઈટ્રરીઆમાં પણ મર્દો વસે છે!

(હોરેશીઅસ સામે તરવાર ઉઠાવી ધસે છે. હોરેશીઅસ તેના ઘા ઢાલ પર ઝીલતો પોતાની તરવાર ચલાવતો જાય છે.)

### બીજો ઇટ્રસ્કન

અરે વાહ! સાચા શૂરવીર! ભાઈઓ! એક એકને તો એ પૂરો પડશે. ચાલો આપણે સૌ સાથે ધસારો કરીએ!

(નેપથ્યમાં અવાજ થાય છે.)

"ઓ હોરેશીઅસ! ઓ લાર્શીઅસ અને હર્મીનીઅસ! હવે ચાલ્યા આવો! પુલ કપાઈ રહેવા આવ્યો છે! જોખમ દૂર થયું છે! પાછા ફરો! પાછા ફરો!"

### હોરેશીઅસ

તમે જાઓ, લાર્શીઅસ અને હર્મીનીઅસ! હું તો દુશ્મનોને પીઠ બતાવી શકું તેમ નથી! તમે ખુશાથી જાઓ!

### લાર્શીઅસ

અને, તમે હોરેશીઅસ?

### હોરેશીઅસ

મારી ફીકર ન કરો! તમે બંને જલદી જાઓ!

(લાર્શીઅસ અને હર્મીનીઅસ પુલને બીજે છેડે જાય છે.)

### ત્રીજો ઈટ્રસ્કન

ભાઈઓ! હથીઆરની જરૂર નથી. ચાલો, આપણે સૌ તેને ધક્કા મારી નદીમાં ગબડાવી દઈએ!

(પુલ એકદમ તૂટી પડે છે. શત્રુઓની કીકીઆરી સંભળાય છે. ઇટ્રસ્કનો સ્તબ્ધ બની જાય છે.)

### હોરેશીઅસ

પૂજ્ય પિતા ટાઈબર! આયુધો સહિત તારા આ ગરીબ સીપાઈને તારા પુણ્યપ્રવાહમાં ગ્રહણ કરજે!

(ટાઈબરમાં કુદી પડે છે. ઈટ્રસ્કનો જોઈ રહે છે.)

### ત્રીજો ઈટ્રસ્કન

અરે ચલાવો તીરોનો માર! વીંધી નાખો એને પાણીમાં!

(તીરોનો વરસાદ વરસે છે. હોરેશીઅસને એક પણ વાગતું નથી. તે સામે પાર જઈ પહોંચે છે.)

---

# પ્રવેશ પાંચમો

સ્થળ:—પોર્સેનાની છાવણી પાસે એક નિર્જન સ્થાન

## મુકીઅસ

આહ ! શી મારા દેશની દુર્દશા ! એક લાર્સ પોર્સેના અને તેની સેના આવી છે ત્યાં તો રોમ સરખા કહેવાતા મુક્ત નગરના દરવાજા બંધ કરવા પડયા. જે સ્થિતિ રાજાઓની ગુલામીના વખતમાં પણ કદાપિ થએલ નહીં તે હવે થાય, અને જે ઇટ્રુરીઅનોને રોમનોએ બહુ વાર હરાવ્યા છે, તે ઇટ્રુરીઅનોજ અત્યારે રોમનોને દિવાલમાં કેદ કરી રાખે એ કેમ ખમાય ! એ કેવી અપકીર્તિ ! કેવી શરમભરેલી સ્થિતિ !

અરે ! સેનેટર બાવાઓને પોતાનું શું કરવું તે સુઝતુ નહોતું; અને મારી દરખાસ્ત સ્વીકાર્યા છતાં હજી તેમને ચિંતા રહે છે. નહીં, નહીં. રોમ મુક્ત છેજ નહીં. નથી હૃદયમાં મુક્તિ કે નથી બુદ્ધિમાં મુક્તિ. નહીં.તો એક માણુસથી ઘણા માણસોથી મુક્તને ભય કેમ લાગે ?

ખેર ! લાર્સ પોર્સેનાની છેલ્લી ઘડી હવે આવી બુકી છે. હું સજ્જ છું અને મારી ગુપ્ત સમશેર સજ્જ છે. આ સામેના તંબુમાં તે હોવો જોઇએ. મને વેષથી કોઇ ઓળખે તેમ નથી. ઘણા માણસો ત્યાં આવે જાય છે એટલે કામ સરળતાથી થઇ શકશે.

પોર્સેના મર્યો એટલે તેની આખી સેના ન્હાસી જવાની. અફસોસ ! શું રોમના ઘરડા બાવાઓમાંથી કોઇની પણ એ કાર્ય કરવા જેટલી હીંમત ચાલતી નથી ? શું એક અગ્રેસર દુશ્મનને ઠાર કરવાની રીત ટુંકામાં ટુંકી અને સરલમાં સરલ નથી ? લશ્કરોને શા માટે લડાવવા પડે ? દુષ્ટ રાજ્યોને જીતવાનો સૌથી સહેલો ઉપાય એ છે કે દુષ્ટ રાજાઓને ઠાર કરવા. જો સજા સાચી અને દૈવી હોય તો કોઇ પણ માણુસ તે સાધન બનીને આપી શકે. જૂલ્મગાર ટાર્કીનને

મારી નાખવાની જેમ દરેક રોમનને છુટ છે, તેમ તે જૂલ્મગાર દોસ્ત અને મદદગાર પોર્સેનાને પણ કાપી નાખવાનો દરેક આદમીને અને ખુદ તેની રૈયતને હક્ક છે. રાજાઓ પ્રજાની સેવા કરવાને તથા રક્ષણ કરવાને નીમાએલા છે; એથી વિરૂદ્ધ વર્તનાર રાજાને કાપી નાખવા એ તો પ્રભુની સેવા છે. અને એ આદમી-ખુની નહીં, પણ સ્વામીનો સેવક અથવા સાચનો સીપાઇ છે. અસ્તુઃ ચાલ અંદર જોઉં.

(પડદો ઉપરે છે. પોર્સેના અને દીવાનજી ઉંચે આસને બેઠા છે. આગળ યજ્ઞકુંડમાં અગ્નિ બળે છે, અરજદારો અને સેવકો આવે જાય છે. સીપાઈઓનો પગાર ચુકવાય છે. દીવાનનો પોશાક રાજા જેવો હોવાથી ભુલ ખાઈને મુકીઅસ તેને તરવારથી વીંધી નાખે છે. પોર્સેના ઉભો થઇ જાય છે. માણસો આવી મુકીઅસને પકડે છે. અને તેને પોર્સેના પાસે લાવે છે.)

### પોર્સેના

તારૂં નામ, રોમન ?

### મુકીઅસ

મને પુછનારનું નામ ?

### પોર્સેના

રાજા લાર્સ પોર્સેના.

### મુકીઅસ

અફસોસ ! ત્યારે મેં અજાણતા કોને મારી નાખ્યો ?

### પોર્સેના

મારા દીવાનને.

### મુકીઅસ

ખેર ! ચાલો, ત્યારે મને સજા કરો, હિમ્મતથી કામ કરવું અને હિમ્મતથી સહન કરવું એ રોમનનો ધર્મ છે. જે માન હું નથી મેળવી શકયો, તે બીજો કોઇક રોમન મેળવી શકશે એ વિચારતાં

પણ મને આનંદ થાય છે. ઘણાએ તમને કાપી નાખવાની પ્રતિજ્ઞા કરી છે.

### પોર્સેના

તમે કોણ છો ? કેટલા છો ?

### મુસીયસ

અમે ઘણા છીએ; અતિશય ઘણા છીએ. તમારી જીંદગી પળેપળે જોખમમાં છે. અમે રોમન જુવાનોએ આ રીતે લડવાનું ઠરાવ્યું છે. લશ્કરની કે લડાઈની બીક ન રાખશો. અમે એકએક અને સામે માત્ર તમે ! માટે તૈયાર રહેજો. ગમે તે તંબુમાં, ગમે તે વખતે–દિવસે કે રાતે, પૂર્વમાંથી કે પશ્ચિમમાંથી, ઉત્તરમાંથી કે દક્ષિણમાંથી, આસ્માનમાંથી કે પાતાલમાંથી, અમારી મોક્ષની સમશેર તમારા પર ઉતરશે, અને તમને ઠાર કરશું.

### પોર્સેના

(સભય તથા ક્રોધાયમાન થઈને)

અરે ! તમે કોણ કોણ છો એ જલદી જાહેર કર. નહીં તો,

(પોતાના દાસો તરફ ફરીને)

તેની ચોતરફ આગના ભડકા સળગાવો !

### મુસીયસ

આગના ભડકા ? અરે ગુલામોના રાજન ! જેઓ કીર્તિ ચાહનારા છે તેમને શરીરનો શો હિસાબ છે ?

(યજ્ઞના અગ્નિમાં તે પોતાનો જમણો હાથ ખોસે છે. અને તેને બળી જવા દે છે. પોર્સેના તેના ધૈર્યથી આશ્ચર્ય પામી, કુદી પડીને, અને તેને આગથી દૂર કરે છે.)

### પોર્સેના

અહો રોમન ! વાહ, સાચા મર્દ ! વાહ વાહ ! તું સુખેથી જ્યાં જવું હોય ત્યાં જા. હું તને જરા પણ ઈજા કરવા રાજી નથી. હું

તારી જવાંમર્દી પર, તારી બહાદુરી પર, તારા શેરના જેવા શૌર્ય પર આફ્રીન છું. જા, હું તને કશું કરતો નથી.

વાહ શાબાશ !
વદન ઉપર સહજ વિકૃતિ ના !
હૃદય વિરલ અડગ પ્રબલ અવર સુલભ ના !
જનકજનની ઉભય ઉપર સુયશ વિતરી,
પરમ પુનિત આ—
આવે પાસ ! ચાહું ખાસ !
આવાઓનો વધ ઉચિત નહીંજ :
વીર તને કરૂં મુક્ત હું અહીંજ !
સ્વેચ્છાચારે,
વિચર જા : દઉં રજા : નહીં કજા: નહીં સજા !
દુશ્મનો નથી તું સમા રોમનો મારે !

## મુકીઅસ

તમારી ધમકીથી હું કહેત નહીં એ તમારી કદર જોઈ કહું છું. અમે ત્રણસો ચુંટી કાઢેલા રોમન જુવાનો છીએ. ચીઠ્ઠીઓ નાંખી તેમાં મારો વારો પહેલો આવ્યો એટલે આજ હું આવ્યો છું. પણ હવે પછી ગમે તેટલા ગમે ત્યારે આવશે. જમના દૂતની માફક તેઓ તમને છોડશે નહીં. રાજા પોર્સેના ! મારૂં માનો, રોમની સાથે સલાહ કરવી સારી છે. હવે સલામ !

(જાય છે.)

## પોર્સેના

સલામ ! શૂરવીર સ્કેવોલા ! આજ હવે કચેરી બરખાસ્ત થવા દો.

(સૌ જાય છે.)

---

# પ્રવેશ છઠ્ઠો

---

સ્થળ: પોર્સેનાની છાવણી પાસે ટાઈબરનો કિનારો.

(ક્લીલીઆ અને બીજી નવ કન્યાઓ પ્રવેશ કરે છે.)

## ક્લીલીઆ

શાબાશ, બહેનો! આટલે સુધી તો પહેરેગીરોને ખબર પડ્યા વગર આપણે આવી પહોંચ્યાં છીએ, પણ તેઓયે થોડા વખતમાં જરૂર આવી પહોંચશે. ભલે આવે. ચાલો, આપણે વેસ્ટા માતાને યાદ કરીને ત્વરાથી ટાઈબરનાં ઉછળતાં પણ વત્સલ પાણીમાં ઝંપલાવીએ. માતાજીનો હુકમ છે તો આપણે સૌ બીનાહરકતે સામે પાર પહોંચી જશું. હોરેશીઅસ કોકલ્સથી હથીઆરના ભાર સહિત તરાયું હતું તો શું આપણાથી નહીં તરાય? પટ જરા વધારે છે તેથી શું થયુ? માતાજીની મદદ છે એટલે કોઈને પણ થાક લાગવાનો નથી. તો એ દેવીની દીકરીઓ! થઈ જાઓ તૈયાર!

આ જલ તરવું!

અતિશય બળ ભરી મન મહીં સરવું।

કીર્તિ મળવા સુરંગ,

આજ વીરલો પ્રસંગ!

ધૃતિ હૈયે ધરોઃ કૃતિ કોડે કરોઃ

સ્વજન જોઈને ચકિત સૌ થશેઃ

નયન લ્હોઈને શીકર છોડશે।

## વર્જીનીઆ

વાહ, ક્લીલીઆ બહેન! કીર્તિ કેટલી બધી, અને મહેનત કેટલી થોડી? ચાલો કુદી પડીએ. પ્રભાત પડી ગયું છે, અને ચળકાં પાણી જાણે આપણને બોલાવે છે.

### પોશાઆ

બહેન કલીલીઆ! અને વર્જીનીઆ! આમ પાછળ તો જુઓ! એ લો દોડતા આવે તે પહેરેગીરો તો નહીં હોય?

### કલીલીઆ

હા, એ તો એજ! માટે ચાલો, જલદી કુદી પડીએ.

(સૌ કન્યાઓ કુદીને પાણીમાં પડી તરવા માંડે છે)

તમે સૌ બહેનો આગળ તરતી થાઓ! એ દુષ્ટોનાં તીર પ્રથમ ભલે મારા પર પડે.

(પહેરેગીરો આવી પહોંચે છે, કન્યાઓને વેગથી પાટી કાપતી જોઈને ચકિત થઈ ઉભા રહે છે.)

### ૧ લો પહેરેગીર

સોભાનઅલ્લાહ! આ તે કન્યાઓ કે કરામત! આવાં ઉછળતાં પાણી જેમાં મર્દો પણ સામે પાર પહોંચવાની હામ ન ભીડી શકે તેમાં આ રોમન બાળાઓ શી બહાદૂરીથી તરતી જાય છે! પણ તેમને આમ જીવતી જવા દઈએ તો આપણને નામોશી લાગે. ચલાવો તીરો!

(સૌ તીર વરસાવે છે.)

અલહમ્દુલીલ્લાહ! શું ડુબકી મારી તીરને વ્યર્થ કરે છે? ઓ બીરાદરો! શું આપણે જોઈ રહેશું, અને છોકરીઓ સામે પાર પહોંચશે?

### ૨ જો પહેરેગીર

માશાલ્લાહ! માશાલ્લાહ! એ કોઈ બીબી હવાંની ઓલાદ લાગતી નથી: એબલીસની હો, કે કોઈ જીનની હો! બધીજ ડુબકી મારવામાં પ્રવીણ છે. આપણે એક તરફ જોઈ રહીએ છીએ તો એ બીજી તરફ નીકળે છે. પાણીમાં પડીને પકડાય, તો તેમને જીતાય. બાકી તીર તો કૈં કામ કરી શકતાં નથી.

### ૩ જો પહેરેગીર

પાણીમાં પડીને આપણે શું કરવાના હતા? આદમીઓ કે માછલીઓને પહોંચી શકે? એ તો જુઓ સામા કાંઠાની પાસે પહોંચવા આવી.

## ૧ લો પહેરેગીર

અફસોસ ! લશ્કરમાં આપણી હાંસી થશે અને મહારાજા કદાચ સજા કરશે. સૌ કહેશે કે દશ છોકરીઓને પણ સાચવી શક્યા નહીં અને તેઓ નજર આગળ નાસી ગઈ.

## ૨ જો પહેરેગીર

એ તો જેવાં આપણાં કીસ્મત ! પણ આમાં બીજા કોઇ હોત તોએ શું કરત ? આખી રાત આપણી સાથે જાગતી રહી પ્રભાતના અર્ધા કલાકમાં આમ પલાયન કરી જશે એ તો સ્વપ્નામાં પણ કોને શક જાય ? ખેર ? ચાલો, પાછા જઈ સેનાપતિને નિવેદન કરીએ.

## ૩ જો પહેરેગીર

હા, ચાલો, બીરાદરો ! ઓરતોથી હાર્યા હોત તો શરમઃ પણ આ તો દેવીઓ હતી. એમનાથી હારવામાં કશું નીચું જોવાપણું નથી. આપણે કેવો તીરોનો વરસાદ વરસાવ્યો, પણ જે માછલાંના જેવી ગતિ કરે તેમને ક્યાંથી પહોંચાય ?

## ૧ લો પહેરેગીર

અહા જુઓ, એ તો સામે કાંઠે પહોંચી પણ ગઇ. હું તો આફ્રીન છું તેમની હિમ્મત પર. ઉમરભરમાં મેં આવું પરાક્રમ જોયું નથી.

(સૌ પાછળ વળીને જોતાજોતા તથા વાહવાહ કરતા વીદાય થાય છે.)

( સમાપ્ત )

# ગુરુ ગોવિંદસિંહ



## અંક ૧ લો



## પ્રવેશ ૧ લો



(સ્થળ: આનંદપુરમાં ગુરુનો બગીચો. એક ચોગાનમાં બળતી હોળી દૂર દેખાય છે. બીજા લીલા ચોગાનમાં નારીઓનું એક ટોળું પ્રવેશ કરે છે, અને રાસ રમતાં રમતાં આખરમાં ગોઠવાઈ લગ્નરંગનું ગીત ગાય છે.)

### સ્ત્રીઓ

સ્નેહ સ્વર્ગે રે સ્નેહ સ્વર્ગે—

વાસ સર્વ કાલ ઉચિત નાથ સાથ નારીને !

હર્ષ મધુરા, ઇષ્ટ વિરલા,

નિત્ય વિતરે, શાન્તિ નિતરે !

વાયુ સુખદ વાય, રસ છવાય,

મુક્તિ થાય, હૃદય કાય યુગ્મનાં !

રસમાં રમજો !

પતિઓને ચરણે નમજો !

નમનારી નરને ગમજો !

જીવિત અંદર વખત આવતાં ખેદ થતો પણ ખમજો:
થાય કદી વિપરીત વાસના તરતજ દિલને દમજો:
પથ શ્રેય થવાનો સમજો !
સુખ વરસે, દગ વિકસે,
પ્રણય પંથે; હૃદય હસે !
પ્રેમ પંથ ખરે સ્વર્ગ પમાડે,
ગમીમાં ગમાડે, રમાડે સખી !
લક્ષ્ય કરી નાખો, વિશ્વાસ દિલે રાખો,
ને દિવ્ય સુખો ચાખો, સુખકર જગને !
સ્નેહ સ્વર્ગે રે સ્નેહ સ્વર્ગે—
વાસ સર્વ કાલ ઉચિત નાથ સાથ નારીને !

## એક સ્ત્રી

બ્હેનો, જુઓ પેલી હુતાશની પ્રજ્વલિત થઇ. ચાલો જઇને પૂજા કરીએ !

(બધી સ્ત્રીઓ જાય છે. અનોપકુંવર એકલી પાછળ રહે છે.)

## અનોપકુંવર

"સ્નેહ સ્વર્ગે" અને "નાથ સાથ નારીને!" અહા! મનોહર ખ્યાલ કે ખ્વાબ? પણ નાથ છે ક્યાં? નાથ કોણ? આ બધી પોતાને સનાથ માનનારી ઓરતો શું ખરેખર સનાથ છે? એમના પતિઓ શું નાથની પદવીને યોગ્ય છે? નાથ તો ગુરૂ મછંદરનાથ, નાથ ગુરૂ ગોરખનાથ અને નાથ નામ ઘટે તો ગુરૂ ગોવિંદસિંહને! અહા! બ્રહ્માએ શી મોહની મુરત ઘડી છે! મર્દ તો એજ, પુરૂષ તો એજ. અંગે અંગમાં શૌર્ય ઝળકે છે, અને રૂવે રૂવામાં તેજ ઉભરાય છે! અને તેની આંખ? મને એક ક્ષણભર નિહાળી જોઇ, અને મને લાગ્યું કે તેણે અંદરથી અને બહારથી મારી પૂરેપૂરી

પરીક્ષા કરી લીધી. પછી બે કલાક હું નજીકમાંજ ઉભી હતી, પણ મારા તરફ બિલકુલ જોયું નથી. હું તો હવે તેના વગર દુનિયામાં કોઈને દેખતી નથી. મારે માટે પુરૂષ બીજો કોઈજ નથી. ખરે ! પંજાબ ભરમાં એવો પુરૂષ નથી. પણ તે મને મળે કેમ ? જેણે ફરી સામું પણ ન જોયું તેની શી આશા ? હું જાણું છું કે મારામાં રૂપ છે, અને તે એવું કે પુરૂષો તે તરફ લલચાય; પણ ગોવિંદસિંહનું દિલ બિલકુલ ખેંચાયું નથી. હું તો અરે ! પ્રબળ ઈચ્છાની આગથી બળું છું ! પેલી હોળી બળે છે તેનો આતશ મારી અંદરના આતશના કરતાં ઝાંખો છે. અફસોસ ! હું શું કરૂં ?

અરે ! કામાતૂરને ફાવે કશી ના ચીઝ દુનિયાની !

હૃદયની લગન:
જ્વલન્તી અગન:
રહે ત્યાં મગન:
નિહાળે ગગન !

*　　　*　　　*

કામીઓને તો લખ્યું કરવું સહન;
ચિત્તને શાન્તિ નહીં ઊંડું ગહન:
લોહીનું નાડી મહીં વેગે વહન:
ગારમાં સૌ ગાત્રનું દુઃખે દહન !

*　　　*　　　*

ચિત્ત ચોડીને, જોમ જોડીને,
તર્ક તોડીને, ધર્મ છોડીને;
ચાલ દોડીને ઝંપલાવું !

*　　　*　　　*

પણ ક્યાં ? ક્યાં ? અરે રે ! બ્હાવરી બની છું. સંતોષનો માર્ગ એક પણ સાંપડતો નથી. અરે રે ! ક્યાં જાઉં ?

અગર જો વીર એ મારી કને આવે નહીં,
મને તો ઝીંદગીના ભોગ કૈં ભાવે નહીં!
અને કિસ્મત કદી જો બાગમાં લાવે નહીં,
પછી પડ્યા વિના તે જાળમાં ફાવે નહીં!

પણ હવસની હિકમત છે, તો હરકત શી છે?

(હરકિસનલાલ પ્રવેશ કરે છે.)

## હરકિસનલાલ

અરે વાહ! અનોપકુંવર! લાહોર છોડતાં મને ખબર પણ ન કરી? હું સાથે આવત અને માર્ગમાં તને સોબત થાત!

## અનોપકુંવર

તે શું હું તમને ખબર આપવાને બંધાયેલી છું? તમે શું મને પરણી ચૂક્યા એમ સમજો છો?

## હરકિસનલાલ

બિલકુલ નહીં; પણ શું તને ઠપકો આપવાનો મને બિલકુલ હક્ક નથી, ઓ હૃદયહીન ઓરત?

## અનોપકુંવર

નથી. ઠપકો આપવાનો હક્ક જે હૃદયને સમજતો હોય તેને હોઈ શકે. તમે મારા હૃદયને સમજતા નથી એટલે તમને ઠપકો આપવાનો હક્ક નથી.

## હરકિસનલાલ

હું તારા હૃદયને સમજતો નથી? એ તો ક્યારે શોધી કાઢ્યું? ગુરૂ ગોવિંદસિંહને જોવા અહીં આવી ત્યારથી?

## અનોપકુંવર

કેમ? ગુરૂ ગોવિંદસિંહને જોવા આવવામાં શી હરકત છે? તેને ચાહવામાં પણ શી હરકત છે?

### હરકિસનલાલ

શી હરકત છે? તને તો કશી જ દેખાતી નહીં હોય?

### અનોપકુંવર

તમને નહીં ગમે એ હું જાણું છું. પણ હું લાચાર છું, આજ બે ઘડી જોયા છે, પણ એમ થાય છે કે જાણે આઠેય પહોર એ સુખમુદ્રાને જોયા કરૂં! લાલ, મને માફી નહીં આપો? મારૂં હૃદય મારૂં પોતાનું રહ્યું નથી.

### હરકિસનલાલ

અફસોસ! તારૂં હૃદય જ્યારે તારૂં પોતાનું નથી રહ્યું, ત્યારે મારે માફી જ આપવી જોઈએ. પણ ઓ અનોપકુંવર! હું તો એથી ઘણું વધારે કરવાને તૈયાર છું. હું તને મદદ આપવા ચાહું છું.

### અનોપકુંવર

તમે? મદદ આપવા? એ શું બની શકે એવી વાત છે?

### હરકિસનલાલ

કાં નહીં? શું હું તારો જૂનો આશક નથી? મુશ્કેલીના વખતમાં હું મદદ ન આપું તો હું આશક શાનો?

### અનોપકુંવર

અરે વાહ! તમે પણ કોઈ અજબ આદમી લાગો છો! તમે જો મને ચાહતા હો તો હું ગુરૂ ગોવિંદસિંહની બનું, એ તમને કેમ ગમતું હોય?

### હરકિસનલાલ

પણ એ તો સવાલજ નથી. તું ગુરૂ ગોવિંદસિંહની બનવાની છે જ નહીં. તારે માત્ર ગુરૂ ગોવિંદસિંહને તારા બનાવવા છે. એ નહીં બને, કે તરત તું તેની બનવાની મટી જઈશ.

### અનોપકુંવર

કેમ નહીં બને? ગુરૂ ગોવિંદસિંહ શું પુરૂષ નથી?

હરકિસનલાલ

છે; પરમ સમર્થ વીર !

અનોપકુંવર

ત્યારે તે શું મારા તરફ ખેંચાશે નહીં ?

હરકિસનલાલ

નહીં. વીર પુરૂષો એક કરતાં વધારે ઓરત તરફ આકર્ષાતા નથીઃ ગુરૂ તો મારા જાણવા પ્રમાણે પોતાનાં ધર્મપત્નીથી સંતુષ્ટ છે.

અનોપકુંવર

શું એ મારા કરતાં વધારે ખુબસુરત છે ?

હરકિસનલાલ

તે તો હું કેમ કહી શકું ? મેં કંઇ જોયેલ નથી.

અનોપકુંવર

મારા કરતાં વધારે ખુબસુરત ? અરે હરકિસનલાલ ! તમે મારાથી મોહિત થયા છો, તો શું ગુરૂ ગોવિંદસિંહ નહીં થાય !

હરકિસનલાલ

તો મળવાની તદબીર કરૂં.

અનોપકુંવર

એજ બનતી નથી તો.

હરકિસનલાલ

તો એક તદબીર હું બતાવું.

અનોપકુંવર

તમે બતાવશો લાલ ? તમે કેટલા ભલા છો, અને હું કેવી સ્વચ્છન્દી છું ! પણ તમે સમજો છો મારી પરવશતાને. વારૂ, શી હિકમત તમે બતાવો છો ?

### હરકિસનલાલ

હિકમત સહેલી છે. ગુરૂને દેવી ઉપર પ્રબળ આસ્થા છે. સાક્ષાત્કાર કરવાનો તેને અભિલાષ છે. એ સંબંધી મંત્રો જાણવા માટે તે સાધુઓ અને સંન્યાસીઓ તરફ હંમેશાં ખેંચાય છે. તમે એક પૂરવના સંન્યાસીનો વેશ લ્યો, થોડા બનાવટી શિષ્યો ઉભા કરીએ, અને હું એવી વાત ચલાવું કે સંન્યાસી મહારાજને દેવી ખાસ પ્રસન્ન છે. અને હંમેશાં દર્શન આપે છે. એ વાત ગુરૂના કાન પર જશે, એટલે તે મળવાનો યત્ન કર્યા વગર નહીં રહે.

### અનોપકુંવર

વાહ! બહુ સરસ હિકમત બતાવી! વારૂ, મારૂ નામ શું રાખશો?

### હરકિસનલાલ

તમે અનોપભારતી બનશો, અને હું કિસનભારતી બનીશ.

### અનોપકુંવર

શાબાશ, કિસનભારતી! ત્યારે તમે બધી તજવીજ કરો.

### હરકિસનલાલ

તમારે ઉતારે ક્યારે આવું?

### અનોપકુંવર

મધ્યરાત્રે. હાલ તો હું શ્રીમંડળમાં, મારી રાહ જોવાતી હશે ત્યાં જાઉં છું.

(અનોપકુંવર જાય છે)

## હરકિસનલાલ

ગઇ ભોળી આકળી અધીરી સુંદરી ! એ જેવી છે તેવી, પણ હું તેને ચાહું છું; ન્હાનપણથી ચાહતો હતો; પરણી ગઇ તે પછી પણ પ્રીતિ રહી હતી; અને હાલ વિધવા થઇ છે ત્યારે પણ છે. ગુરૂ ગોવિંદસિંહ તેનામાં ફસનાર નથી, એ મારી ખાતરી છે; પણ તેને એ ખાતરી ન હોય તે સ્વાભાવિક છે. ભલે તે પ્રયત્ન કરે. નિરાશ થશે ત્યારે મારા તરફ વળશે; અને કદાચ ન વળે તો પણ તેને પડખે ઉભા રહેવાની મારી ફરજ છે. હું પાસે નહીં હોઉં, અને રક્ષણ નહીં કરૂં, તો કદાચ તે રખડી જશે. ભોળી છે, મુરખ છે, અને સ્વચ્છન્દી છે; પણ છેક હૃદયહીન નથી. અહા ! જો તે સમજે, અને અમારૂં લગ્ન થાય, તો પછી મારા સુખમાં કશી ખામી ન રહે. હાલ તો

॥ यां चिन्तयामि सततं मयि सा विरक्ता ॥
॥ साप्यन्यमिच्छति जनं सजनोऽन्यरक्तः ॥

એ સ્થિતિ ખરી છે. ખેર, તો ચાલ ત્યારે સંન્યાસી બનવાની ખટપટનો વિચાર કરૂં, અને વ્યવસ્થા કરૂં. વિલંબમાં કંઇ સાર નથી.

( હરકિસનલાલ જાય છે. )

# પ્રવેશ ૨ જો

---

સ્થળ: ગુરૂ ગોવિંદસિંહનું એકાંત ભુવન

## ગુરૂ

આહ! ખુન ખુન! ઓ પિતા! તમારૂં ખુન મને હાક મારે છે તે હું સાંભળું છું. અફસોસ! હજી હું ઋણમુકત થયો નથી. તમારૂં અવસાન હજી મારી આંખ આગળ તર્યા કરે છે; અને હિંદની અવદશા મને ખેદથી વ્યાકુળ કરે છે. પ્રભુની કૃપાથી શીખો લડવૈયા તો થયા છે; અને બધાજ નામમાં તથા ઘણા પ્રાણમાં સિંહ બન્યા છે; પણ મુસલમાનોનું જોર હજી એટલું બધું છે કે મુઠીભર શીખો તેમને દૂર કરવાને સમર્થ નથી. ઔરંગઝેબ હજી જીવે છે. તેનું ખુન કરવાનું હોત, તો અત્યારે કયારનો તે નરકવાસી થયો હોત! પણ ગમે તેવા અપરાધીનું, અરે! ખુનીનું પણ ખુન કરવું એ મર્દોનું અને શીખોનું કામ નથી: ધર્મ પણ નથી. યુદ્ધમાં તે દૂર રહે છે, મોખરે લડતો નથી; એટલે હું તેને શું કરી શકું? ઓ ગુરૂ તેગ બહાદૂર! મારા વ્હાલા પૂજ્ય પવિત્ર પિતા! આપનો પુત્ર હજી સુધી કશું કરી શક્યો નથી, તે માટે આપ તેને કદાચ માફી આપશો; પણ તે પોતે પોતાને કદાપિ આપી શકનાર નથી.

બીજી ખરાબી એ છે કે પ્રભુનો હજી મને સાક્ષાત્કાર થયો નથી. કંઇ કંઇ સાધના કીધી, જાપ જપ્યો, જાગરણ અને ઉપવાસ કીધા, બલિદાનો આપ્યાં, પણ પ્રભુ હજી દેખાતો નથી કે બોલતો નથી. શું હિન્દનો ઉદય ભાવિને અનિષ્ટ હશે? મારે શું સમજવું? દૈવની મને હંમેશાં મદદ મળતી નથી, કોઇવાર જીતું છું, તો કોઇવાર હારૂં પણ છું. જો મારી પ્રવૃત્તિ દૈવને ગમતી હોય તો વિજય હંમેશાં થવો જોઇએ. ત્યારે શું મારી ભૂલ થતી હશે? ઇસ્લામના જુલ્મના દહાડા શું હજી આ ભૂમિમાં બાકી છે? હજી તેમને શુ કંઇ વધારે કરવાનું રહ્યું છે?

પ્રભુ ! પરમાત્મન્ ! હું સારી રીતે સમજું છું કે પ્રજાનાં ઘણાં પાપને લીધેજ સેંકડો વર્ષથી ઇસ્લામની સમશેર અમને સતાવ્યા કરે છે. શીખો એવાં ઘણાં પાપથી મુક્ત છે. છતાં અમને પણ પૂરો વિજય મળતો નથી. ઓ નાથ ! દયા કરો ! असतो मा सद् गमय। तमसो मा ज्योतिर्गमय ।

(એક સેવક પ્રવેશ કરે છે.)

## સેવક

ગુરૂ મહારાજનો વિજય થાઓ ! તમામ ઉતારે જઇ હું તપાસ કરી આવ્યો છું. બધા મહેમાનો ગુરૂ મહારાજના ઉદાર આતિથ્યથી સતુષ્ટ થયા છે; અને સાતસો આદમી પાહુલ લેવાને તૈયાર છે.

## ગુરૂ

સારૂં. ભિન્ન ભિન્ન નાતોમાં રહેવાની સ્થિતિના કરતાં શીખોની સ્થિતિ સારી છે, એ સૌને સ્પષ્ટ થવું જોઇએ. હિન્દનો ઉદ્ધાર બધા નહીં તો ઘણા શીખ થશે ત્યારેજ બની શકશે.

(બીજો સેવક પ્રવેશ કરે છે)

## સેવક

મહારાજ, ગુરૂપત્ની કંઇ મહત્ત્વના કાર્ય માટે હમણાંજ મળવા ચાહે છે. પધારે ?

## ગુરૂ

ખુશીથી. તમે ત્યારે જાઓ, મર્દાન, અને પાહુલની તૈયારીઓ કરો.

(યશોદા પ્રવેશ કરે છે.)

## યશોદા

કંઇ ખાસ રોકાયેલા નથી એમ જાણીને અને કામ મહત્ત્વનું હોવાથી અત્યારે રૂબરૂ આવવું પડ્યું. આપે કોઇ નવા સંન્યાસીની વાત સાંભળી છે ?

### ગુરૂ

ના, મેં કશું સાંભળ્યું નથી. કોણ આવેલ છે?

### યશોદા

કોઇ તરૂણ સંન્યાસી મહાત્મા પડોશમાં આવેલ છે. અને એમ કહેવાય છે કે પ્રભુ તેને દેવીના રૂપમાં દર્શન આપે છે. આકૃતિ ઘણીજ આકર્ષક છે. હમણાં આપણા મકાનની પાસે થઇનેજ નીકળવાના છે, એમ જાણીને ખબર કરવા આવી છું.

### ગુરૂ

હા, હા, કોઇએ એવી વાત કરી હતી ખરી; પણ મે, ધ્યાન આપેલું નહીં. ચાલો ત્યારે નીચેના ભાગમાં જઇએ.

(પરિક્રમણ કરે છે. અઘોરચંદ્ર, હરકિસનલાલ અને થોડા શિષ્યો સંન્યાસીના વેશમાં પસાર થાય છે.)

### યશોદા

કેમ, આપને કેવા લાગે છે?

### ગુરૂ

રૂપ તો અસાધારણ છે. ખરેખર એવા સંન્યાસી મે આજ સુધી જોયેલ નથી. કયા આશ્રમમાં વસે છે?

### યશોદા

મને બરાબર ખબર નથી. પણ એકાદ કોશ ઉપર એક વાડી છે તેમાં ઉતરેલા કહેવાય છે.

### ગુરૂ

મારે તેને મળવું જોઇએ. જેને સાક્ષાત્કારનો અનુભવ હોય તેને સિદ્ધ મહાત્મા સમજવા.

(એક સેવક પ્રવેશ કરે છે.)

## સેવક

મહારાજ, માફી ખબર છે. બંને કુંવરો કાંગરાના રાજપૂતો સાથેની લડાઈમાં અતિશય ઘવાયા છે, દેહમાં પ્રાણ છે ત્યાં માતપિતાને પ્રણામ કરવા આવે છે; શીખો લાવે છે.

(બીજો સેવક પ્રવેશ કરે છે.)

## સેવક

મહારાજ, અજિતસિંહ અને જોરાવરસિંહ—

(અજિતસિંહ અને જોરાવરસિંહને લઈને ચાર શીખો પ્રવેશ કરે છે. બંને હૃદયના લોહીથી સીંચાયેલા છે. માતાપિતાની પાસે એક એક ખીંટી પકડીને ઉભા રહે છે.)

## યશોદા

અરે ! બેટાઓ ! આ શો ગજબ !

## ૧લો શીખ

માતાજી ! બંને વીરાઓની પ્રતિજ્ઞા છે કે બિછાને પડીને મરવું નહીં, પણ ઉભા ઉભા પ્રાણને છૂટો થવા દેવો. હાલ બોલવાને અશક્ત છે, પણ દશ દશ દુશ્મનને મારીને પછી પડ્યા છે.

(અજિતસિંહ અને જોરાવરસિંહ માતાપિતાને પ્રણામ કરે છે.)

## યશોદા

અમર થાઓ, બેટાઓ.

## ગુરુ

તથાસ્તુ ! જાઓ, સવિતૃલોકમાં સેવા કરો.

## બધા શીખો

આમીન ! આમીન !

## તમામ

ધીર વીર પીર ના સંસારે !
સ્વર્ગો એવાઓને માટે વિલસે: તલસે
ત્યાં એ સુવિમલ આત્મા સુવિરલ:
શા પારે તારે !

શીખો તેમાં વિલપન ન કરે:
મૃત્યુ માને વિગમન નગરે !
ના ફિકર કરે: ના નયન ઝરે: શા સ્થિર વિહરે !
સુસ્વર સહિતજ વીર બધાએ
સામે આવે સત્કારે !

નહીં ખેદની, નહીં ભેદની, સ્થિતિ એ ગણો:
મહિમા ઘણો મનુજો તણો, લય તો હણો !

(શીખો ઉપરનું ગંભીર ગાન ગાતા કુમારોને ફુલની માળાઓ પહેરાવે છે.)

(ટમલો ધીમે ધીમે પડદો પડે છે.)

---

# પ્રવેશ ૩જો

(સ્થળ: આનંદપૂરની સીમા પરની વાડી નજીકનો પ્રદેશ. મધ્યરાત્રે ગુરૂ ગોવિંદસિંહ ત્યાગીના પોષાકમાં પ્રવેશ કરે છે.)

## ગુરૂ

અફલ કરણી સફલ શી, જગપતિ !
ગમ ન પડે કશામાં જરાએ ધરાએ !
શાં બલિદાન આ થયાં:
હા ! ઇહલોકથી ગયા:
ના કંઈ બાલની દયા ?
કારણ હેતુઓ કયાં ?
ગરીબ વનિતા વલવલે !
હૃદય વિધુરાં દવ મહિં જલે !
નયન સરતાં રૂધિર ઝરતાં:
સકલ જ પ્રભુની કૃતિ: પણ ન મતિ
કરતી ગતિ: ઉલટ જતી !

ખેર આ સંન્યાસી મહારાજે મને એવો સંદેશો મોકલ્યો કે મારે મધ્યરાત્રે એક પણ અનુચર વગર ત્યાગીના પોષાકમાં તેને મળવા આવવું. ત્યાગીનો પોષાક છે એટલે ખંજર કે છરી સાથે નથી. મને ઘણું કુતુહલ થયું છે. સંન્યાસી પરમ સ્વરૂપવાન ઉદાર અને ભવ્ય છે એ તો સ્પષ્ટ છે, પણ દુર્ગાના સાક્ષાત્કારની વાત શું સાચી હશે ? સાચી હોય તો જેવી મુખમુદ્રા હોવી જોઇએ તેવી તેની છે ? આતશ છે, પણ પ્રકાશ મને પૂરતો દેખાયો નથી.

(દરવાજે ઠોકે છે, ધીમે ધીમે ઉઘડે છે. સામે એક આસન ઉપર અનોપસાદતી બેઠેલ દેખાય છે. પાસે બીજું ખાલી આસન રાખેલું છે.

## ગુરુ

મહારાજને પ્રણામ કરું છું.

## અનોપભારતી

ગુરુદેવને પ્રણામ કરવાને તો હું યોગ્ય છું. આપ પંજાબને અને સમગ્ર હિન્દને પૂજ્ય છો. આપના પ્રતાપ અને પ્રભાવથી હું સારી રીતે વાકેફ છું. બિરાજો, શી આજ્ઞા છે ?

## ગુરુ

મેં સાંભળ્યું છે કે આપને પરમાત્માના સાક્ષાત્કારનો પ્રસાદ પ્રાપ્ત છે. હું પોતે એ અનુભવ માટે ઘણા વખતથી ઉત્સુક છું, અને તેટલા માટે આપની પાસે આવ્યો છું.

## અનોપ ભારતી

આપનું ઇષ્ટ રૂપ કયું છે ?

## ગુરુ

વીરોની અધિષ્ઠાત્રી દુર્ગા દેવીનું.

## અનોપભારતી

એ દર્શન આપને થઇ શકશે.

## ગુરુ

ખરે જ ? શું આપ મંત્ર મને બતાવશો ?

## અનોપભારતી

માતાજીને મારે પૂછવું જોઇશે. પણ આપ સમજો છો કે આવા અનુભવો માત્ર મંત્ર જાણવાથી થતા નથી: કેવળ અનુગ્રહથી થાય છે.

## ગુરુ

ખરી વાત. હું પણ પાત્ર નથી, છતાં અનુગ્રહનો આકાંક્ષી છું.

### અનોપભારતી

મજનુ અનુગ્રહનો આકાંક્ષી હતો, તો માતાજીના પ્રતાપથી અનુગ્રહ પામ્યો, અને સાથે લૈલાને પણ પામ્યો. આપ સુદ્ધાં, ગુરૂદેવ, અનુગ્રહની સાથે કોઈ લૈલાને પામો તો કેમ ?

### ગુરૂ

કોઈ લૈલાને ? એટલે ?

### અનોપભારતી

એટલે કોઈ લૈલા જેવી મનોહર સુંદરીને.

### ગુરૂ

આપ આ શું બોલો છો, મહારાજ ? આપ કોણ છો ?

### અનોપભારતી

હું કોણ છું ? હું તો એક સંન્યાસી માત્ર છું. પણ મારા કહેવાનો આશય આપ સમજ્યા નહીં. ખેર. આપ જરાવાર અહીં બેસશો ? હું હમણાંજ આપને માટે માતાજીને પ્રશ્ન કરીને જવાબ લઈ આવીશ.

(જાય છે.)

### ગુરૂ

આ લૈલા અને સુંદરીની વાતો શી ? મને તો સંન્યાસીમાં કંઈક કપટ લાગે છે. હમણાં જે હશે તે દેખાશે.

(અનોપકુંવર પોતાના ખાસ શૃંગારમાં સજ્જ થયેલી પ્રવેશ કરે છે.)

### અનોપ કુંવર

હું આપની ક્ષમા માગું છું. મને આપનાં એકાંત દર્શનની એટલી તીવ્ર ઈચ્છા હતી, કે મારે આ પ્રપંચ કરવો પડ્યો. હવે પધાર્યા છો તો મારા પર કૃપા કરશો ? હું ચરણસ્પર્શ કરૂં ?

### ગુરૂ

બિલકુલ નહીં. તું કોણ છે ?

### અનોપકુંવર

મને આપે અગાઉ એકવાર જોયેલી છે.

### ગુરૂ

લાહોરની ખત્રાણી? તારા વેશ પરથી તો હું એમ ધારી શકું છું. હા, મેં તને જોઇ હતી. પણ તું શું માગે છે? શીખ થવું છે?

### અનોપકુંવર

શીખ થવાને—આપ કહો તે થવાને—તૈયાર છું. માત્ર આપની બનવાને તલસું છું. કેવી તલસું છું તે કેમ કહું?

### ગુરૂ

દીકરી! તું ભૂલી જાય છે કે હું કોણ છું. હું તો ગુરૂ એટલે તારો બાપ છું. તારા બાપ ઉપર તારે આવી નજર કરવી ઘટે?

### અનોપકુંવર

ઉમરમાં આપ કંઈ મારા બાપ જેવડા નથી: લગભગ મારા સમાન છો. આપના રૂપથી અને વીરત્વથી હું મોહિત થઈ છું. વળી, હું સ્વતંત્ર છું. કોઈની પત્ની નથી. જ્યારથી આપને જોયા છે ત્યારથી પ્રબળ કામનાની આગથી બળી રહી છું. મને ઠારવાનું આપના હાથમાં છે. આપ એ અનુગ્રહ નહીં કરો? મોટા ઋષિમુનિઓએ પણ સ્ત્રીઓનાં મન સાચવ્યાં છે: એમાં કોઇએ દોષ ગણેલ નથી.

### ગુરૂ

બ્હેન, તારી ભૂલ થાય છે. હું તારે માટે પુરૂષ નથી.

### અનોપકુંવર

અરે! હું આપની પાસે દીનની માફક કરગરૂં છું. જ્યારથી પરવશ થઇ છું ત્યારથી—

કશી સંસારની ચીજો, જરાએ ભાવતી નથી:
આપના દિલમાં હોયે કાં દયા આવતી નથી?

## ગુરૂ

મને બેહદ દયા આવે છે. ઓ કમનશીબ ઓરત! તને સ્થૂળનો મોહ છે: પ્રાણના પ્રબોધનો તને યત્કિંચિત્ અનુભવ થયો નથી. ગુરૂના શરીરને તું કામે છે: ગુરૂના હૃદયો સમજવા તેં કદાપી યત્ન કીધો છે? તને એટલી પણ ખબર છે કે મારા બે પુત્રો હમણાંજ સંગ્રામમાં ખપી ગયા છે: અને તેમની માતા તથા ઓરતો અત્યારે રોઇ રહી છે?

## અનોપકુંવર

અરરર? ક્યારે? મને માફ કરો. મને કશીજ ખબર નથી.

## ગુરૂ

અને મારા પિતાના ખુનની વાત તેં સાંભળી છે?

## અનોપકુંવર

હા! એ કરૂણ કથા—

## ગુરૂ

એ ખુન ત્યારે થઇ ગયું એમ ન સમજ. અત્યારે, આ ઘડીએ, દુષ્ટ ઓરંગઝેબ તમામ ગુરૂઓનું અને દેશનું ખુન કરી રહ્યો છે. ઓ સ્ત્રી, હું મારો પ્રશ્ન તનેજ પૂછું છું કે તને કોઇની દયા છે? કે માત્ર પશુ થતાંજ આવડે છે?

## અનોપકુંવર

મને ક્ષમા કરો, ગુરૂદેવ! હું પસ્તાઉં છું.

## ગુરૂ

અરે! તેં કેવું વિડંબન કીધું? મધ્યરાત્રે મને આવા કામ માટે બોલાવતાં તને શું જરા પણ શરમ ન આવી? તારી દુષ્ટ વાસનાને તૃપ્ત કરવાની ખાતર તું કોને મુરખ બનાવે છે, તેનો તને વિચાર પણ ન આવ્યો? અને હવે? શું તને બરાબર સજા કરવાને હું શક્તિમાન નથી?

## અનોપકુંવર

હું પગ પડીને-ખોળો પાથરીને- આપની ક્ષમા માગું છું. ઓ પિતા ! હું તો એક વિષયાસક્ત જંતુ માત્ર હતી અને છું. પણ આપ કહો છો તે તમામ મને સાચું લાગે છે. તો મારા પર દયા કરો; અને મને શીખ બનાવો, મહારાજ !

## ગુરૂ

શીખ બન્યા પછી તારાથી વિષયસુખમાં પડ્યું રહેવાશે નહી. એ તારાથી બની શકશે ?

## અનોપકુંવર

હા, મહારાજ ! આપે સત્યના બાણથી મારૂં હૃદય વીંધી નાખ્યું છે; અને હું હવે પ્રબુદ્ધ છું.

## ગુરૂ

તારી મુખમુદ્રા જોઈને હું માની શકું છું. પણ એક બીજી વાત. આ જમાનો એવો છે કે ઓરતને રક્ષક જોઇએ. તું કોઇને વર કરવાને શક્તિમાન નથી ?

## અનોપકુંવર

છું, મહારાજ ! મારો એક જુનો આશક આ વેશમાં પણ મારી સાથે છે.

## ગુરૂ

તેને બોલાવ !

## અનોપકુમારી

લાલ ! લાલ !

(હરકીસનલાલ પ્રવેશ કરે છે)

## હરકિસનલાલ

હાજર છું.

### ગુરૂ

લાલ ! તમે આ ઓરતને પોતાની કરવા ચાહો છો. જેવી છે તેવીને ?

### હરકિસનલાલ

ઘણા વખતથી ચાહતો આવ્યો છું, મહારાજ !

### ગુરૂ

મને અહીં અત્યારે શામાટે બોલાવ્યો હતો તેની તમને ખબર છે?

### હરકીસનલાલ

હા, મહારાજ! બધી ખબર છે.

### ગુરૂ

વારૂ, તો તમે તેના ઉપર તમારી ચાદર નાંખો. આજથી એ તમારી ઓરત છે. બહેન, તું ગ્રંથસાહેબ અને ગુરૂદેવના કસમ ખા કે તારા ધણી તરફ વફાદાર રહીશ.

### અનોપકુંવર

હું ગ્રંથસાહેબ અને ગુરૂદેવના કસમ ખાઈ કહું છું કે આ મારા વર તરફ હું હંમેશાં વફાદાર રહીશ.

### ગુરૂ

તથાસ્તુ! તમે દંપતી આવતી કાલે મિજલસમાં આવજો. તમને પાહુલનો પ્રસાદ આપી શકાશે.

### હરકિસનલાલ

મહાન અનુગ્રહ થયો, ગુરૂદેવ. આપે એકની નહીં પણ બેની જીંદગી એકદમ સુધારી દીધી !

### ગુરૂ

હવે ત્યારે હું જાઉં?

### હરકિસનલાલ

હું ગુરૂનિવાસ સુધી સાથે આવું.

(બંને જાય છે: પડદો પડે છે.)

# પ્રવેશ ૪ થો

(એક આલીશાન ચોક. સુમારે એક હજાર પુરૂષો અને સ્ત્રીઓ પંક્તિએ બેસી ગયેલ છે. સામે એક ભવ્ય સિંહાસન ઉપર ગુરૂ આસનસ્થ છે. શેરની પાહુલની તૈયારીઓ ચાલે છે. દિક્ષિતો એક મોટા વાસણમાં સાકર નાંખી તેને ખંજરથી હલાવે છે અને જપજીમાંથી જાપ જપતા જપતા તે શીખોને પાય છે તથા મસ્તકે છાંટે છે.)

## બધા

વાહ ગુરૂજીકા ખાલસા!

## ગુરૂ

શીખ સંતાનો! આજે તમે અમૃત પીધું. આજથી તમે અમર થયા. તમારાં તમામ પૂર્વ પાપ ધોવાયાં! હવે તમે સૌ પોતપોતાના કરદ ઉપર કસમ ખાઓ, કે તમે હમેશાં ગ્રંથસાહેબને અને ગુરૂની વાણીને સાહેબનો શબ્દ સમજી માન આપશો.

## તમામ શીખ

અમે અમારા કરદ ઉપર—પ્રભુને હાજર સમજી—કસમ લઇએ છીએ કે, ગ્રંથ સાહેબને અને ગુરૂની વાણીને અમે હમેશાં સાહેબનો શબ્દ સમજી માન આપીશું.

## ગુરૂ

શીખ સંતાનો, તમે પોતાને ધન્ય સમજો. હિન્દના ધાર્મિક ઉદ્ધાર માટે ગુરૂ નાનક દ્વારા ધર્મનાં સત્યો મળેલ છે. તમે બધા સિંહ નામ ધારણ કરો છો: તો સિંહ જેવા શૂરવીર, અને હિંમતવાન અને પ્રતાપી થાઓ! મોગલોના જુલ્મથી આખો દેશ પરેશાન છે. તેને મુક્ત કરવાનું કામ તમારૂં છે. તે માટેજ તમારો પૃથ્વી પર અવતાર છે એમ સમજો. તમે જો અમર અવતારેલ ન હોત, તો અહીં અમૃતનો લાભ પામત નહીં. માટે તમે તમારી સાચી પદવી બરાબર ધ્યાનમાં રાખો. દેહ તો નશ્વર વસ્તુ છે. દેહની કશી દરકાર કરશો નહીં. દેહ પડશે ત્યારે

પણ તમે તો અમરજ છો અને રહેશો. દેહમાં છો ત્યાં સુધી બને તેટલી શીખ સંઘની સેવા કરો. પરલોકમાં તેનું તમને પૂરેપૂરૂં ફળ મળશેઃ ત્યાં તમામ ગુરૂઓનાં દર્શનને અને કૈં કૈં અદ્‌ભૂત ઇષ્ટ વસ્તુઓને પામશો! તમે પાહુલનો પ્રસાદ પામ્યા છો, એટલે તમારા પ્રાણમાં સિંહત્વનો સંચાર થઇ ચુક્યો છે. ઓ શીખો, સંઘને માટે સર્વસ્વનું સમર્પણ એ તમારો પહેલો ધર્મ છે.

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા!

## ગુરૂ

ઓ શીખો! અત્યારે ઘોર કલિયુગનું સામ્રાજ્ય ચાલે છે. આખા હિન્દમાં ઇસ્લામની પાદશાહી છે; માત્ર આપણા પંજાબમાં નાનકશાહીથી ગણના કરતાં દશમી પાદશાહીનો અમલ છે. મારા પૂજ્ય પવિત્ર પિતા પરમ રામભક્ત ગુરૂ તેગબહાદૂરનું અવસાન યાદ કરો, અને તેની ભવિષ્યવાણીને સમજો. આ તેની ભવિષ્ય વાણીઃ—

શીખ સમસ્ત સમજજો થાશે ઉદય તમારો ત્યારેઃ<br>
પશ્ચિમથી ગોરાઓ ઉતરી રાજ્ય જમાવશે જ્યારે,<br>
સાયુધ સૌ રહેજો! રણનાં સ્હેવાનાં સ્હેજો!

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા!

## ગુરૂ

ઓ શીખો, તમે થોડા અને અશક્ત છો એમ ન માનો. તમારા બધા પૂર્વજ અમરો તમારી મદદમાં છે. વચ્ચે વચ્ચે હાર અને હાનિ થાય તેથી ગભરાશો નહીં; એ તો કાલની વિક્રિયા છે. રામ કૃષ્ણાદિકને પણ હાર હાનિનો અનુભવ થયા છે, તો આપણે કોણ માત્ર? પણ છેવટે તમે મુક્ત છો, અને સ્વર્ગનું રાજ્ય તમારૂં છે. એ નિઃસંશય સમજો. ઓ શીખો, તમે ધન્ય છો! તમે ગુરૂના શબ્દને માન્યો છે, તો બધું શુભ પામશો.

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

## ગુરૂ

ઓ શીખો ! ખાલસાની સેના એ સિંહોની સેના છે. સિંહો જન્મથી અને સ્વભાવથી જંગલના રાજા છે. તમે પણ પૃથ્વીના રાજાઓ જેવા થાઓ ! પ્રથમ અંતરમાંના કામ ક્રોધાદિ દુશ્મનોને જીતો, અને પછી બહારના દુશ્મન મુસલમાનોને જીતી શકશો. દુશ્મનો વિષયાસક્ત થયા છે. તમે સંન્યાસી થાઓ ! દુશ્મનો મદોન્મત્ત હાથી જેવા થયા છે, તમે સિંહને ઝડપ કરી તેમના વિશાળ ગંડસ્થળને તાડો ! અને તોડો ! અપ્સરાઓ વરમાળા હાથમાં લઇને અંતરિક્ષથી તમારી સામે જોઈ રહી છે ! જુઓ ! જુઓ !

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

## ગુરૂ

ઓ શીખો ! હવે પછી ઇતર કોઇ ગુરૂની ગાદી પર બેસનાર નથી. એવું જ દૈવનું નિર્માણ છે. દશમી પાદશાહી એ છેલ્લી પાદશાહી છે. પણ એ પાદશાહીને તમે અને તમારા ભાવિ સંતાન હંમેશાંની સમજજો, એ પાદશાહીનો શબ્દ તમને નવા ગ્રંથસાહેબમાં અપાયેલો છે. એ શબ્દ પ્રમાણે ચાલશો તો તમે આ લોકમાં અને પરલોકમાં સુખી થશો.

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

## ગુરૂ

ઓ શીખો ! હજી સુધી જોયો છે તે કરતાં વધારે બુરો વખત તમે હવે પછી જોશો. ગુરૂના સંતાન અને ગુરૂ પોતે કપાઇ જશે. સારાં

પણ તમે તો અમરજ છો અને રહેશો. દેહમાં છો ત્યાં સુધી બ
શીખ સંઘની સેવા કરો. પરલોકમાં તેનું તમને પૂરેપૂરૂં ફળ મ
તમામ ગુરૂઓનાં દર્શનને અને કૈં કૈં અદ્દભૂત ઇષ્ટ વસ્તુઓને
તમે પાહુલનો પ્રસાદ પામ્યા છો, એટલે તમારા પ્રાણમાં
સંચાર થઇ ચુક્યો છે. ઓ શીખો, સંઘને માટે સર્વસ્વનું ?
તમારો પહેલો ધર્મ છે.

### તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

### ગુરૂ

ઓ શીખો ! અત્યારે ઘોર કલિયુગનું સામ્રાજ્ય ચ
હિન્દમાં ઇસ્લામની પાદશાહી છે; માત્ર આપણા પંજાબમ
ગણના કરતાં દશમી પાદશાહીનો અમલ છે. મારા પૃ
પરમ રામભક્ત ગુરૂ તેગબહાદૂરનું અવસાન યાદ કરો,
ષ્યવાણીને સમજો. આ તેની ભવિષ્ય વાણી:—

શીખ સમસ્ત સમજજો થાશે ઉદય તમા
પશ્ચિમથી ગોરાઓ ઉતરી રાજ્ય જમાવ
સાયુધ સૌ રહેજો ! રણનાં સ્હેવાનાં

### તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

### ગુરૂ

ઓ શીખો, તમે થોડા અને અશક્ત છો
બધા પૂર્વજ અમરો તમારી મદદમાં છે. વચ્ચે
થાય તેથી ગભરાશો નહીં; એ તો કાલની વિક્રિ
પણ હાર હાનિના અનુભવ થયા છે, તો આપણે
છેવટે તમે મુક્ત છો, અને સ્વર્ગનું રાજ્ય તમા
સમજો. ઓ શીખો, તમે ધન્ય છો ! તમે ગુરૂન
તો બધું શુભ પામશો.

### ગુરૂ

ઓ શીખો, ગુરૂનો ભંડાર તે ખાલસાનો ભંડાર છે. તમારામાંથી કોઈપણ ધનની કે માણસોની કે કશી પણ મુશ્કેલીમાં આવી પડો, તો બિલકુલ સંકોચ વગર ગુરૂદ્વારે આવજો ! ગુરૂદ્વાર આઠેય પહોર શીખ સંતાન માટે ખુલ્લાં છે અને રહેશે. અહીં હંમેશાં ભૂખ્યાંને અન્ન, તરસ્યાંને પાણી, નાગાંને વસ્ત્ર અને માંદાંને ઔષધ મળ્યાં કરશે. જે પાદશાહી છે તે અસલમાં પ્રભુની છે: ગુરૂ માત્ર પ્રતિનિધિ છે. ગુરૂ તો ખાલસાની ખાતર પોતાના પ્રાણ અને પોતાનાં સંતાનના પ્રાણ આનંદથી હોમી દેવાને તૈયાર છે !

### તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

### ગુરૂ

નૈનાદેવી તમારી સૌની સપરિવાર રક્ષા કરો !

(તમામ શીખ પાસે આવી ચરણસ્પર્શ કરી વિદાય થાય છે, થોડા અજ્ઞાપિત હાજર રહે છે.)

### ગુરૂ

હવે એક બીજું કામ છે, વીરસિંહ !

### વીરસિંહ

જી, મહારાજ !

### ગુરૂ

આ ભગવાં કપડાં લ્યો, અને ધારણ કરો ! અને ગઇ કાલના બનાવની યાદગિરીમાં એક નિર્મળી સાધુઓનો અખાડો સ્થાપો !

### વીરસિંહ

જેવી આજ્ઞા મહારાજ !

(વસ્ત્રો ધારણ કરે છે.)

લોહીની નદીઓ વહેશે, અને દુશ્મન જીત્યા એવું દેખાશે. પણ બિલકુલ ગભરાશો નહીં. મહાભારતો એમ જલદી ખતમ થતાં નથી. ગુરૂ અમર છે, ગુરૂનાં સંતાન અમર છે; અને તમે તમામ શીખો અમર છો. યુદ્ધમાં સેનાપતિઓ બદલાશે, પણ છેવટે વિજય સિંહ સેનાનોજ થશે. यतो धर्मस्ततो जयः ।

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

## ગુરૂ

હું ખાલસાનું પરમ તેજસ્વી ભવિષ્ય જોઉં છું. ઓ શીખો, જે સ્થાન ચન્દ્રમૌલીના ભાલમાં ચંદ્રનું છે, તેજ સ્થાન હિન્દના ભાલમાં ખાલસાનું છે તેનો પ્રકાશ શાંત અને ધવલ છે. તેનો સવિતા પરલોકમાં છે. હું નવી પ્રેરણાના ઝરાઓ સ્વર્ગથી ઉતરતા જોઉં છું, અને ભવિષ્યના શીખોનાં હૃદય તેથી ભરપૂર ભરાતાં નિહાળું છું ! શીખ સેનાને દુનિયાના કંઇ કંઇ ભાગોમાં દેવના જેવા ધવલ નિર્મલ રંગના નાયકોની સાથે સંગ્રામ કરતી જોઉં છું, અને તેના પરાક્રમથી પ્રસન્ન થાઉં છું !

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

## ગુરૂ

ઓ શીખો, ગુરૂનો ભંડાર તે કુબેરનો અથવા મહાદેવનો ભંડાર છે. પણ યક્ષો યત્ન ન કરે, અને કુબેર ઉંઘી જાય તો એ ભંડાર પણ ખાલી થઈ જાય. તમે સૌ પોતપોતાનાં સાધન પ્રમાણે સાહેબના ભંડારમાં સમર્પણ કરવાનો ધર્મ સમજો. ધન જ અપાય છે એમ નથી. તન, મન, ધન, તમામ સેવાની જરૂર છે. તમામ સાચી સેવા સાહેબની સેવા છે !

## તમામ શીખ

વાહ ગુરૂજીકા ખાલસા !

ગુરૂ

ઓરત અને દીકરો? એમને કેદ કરવાની કે પકડવાની શી જરૂર હતી?

ધીરસિંહ

મુસલમાનો તો આપણી ઓરતો અને દીકરીઓને પકડતાં અને કેદ કરતાં અચકાતા નથી; આપણે અચકાવું જોઇએ, મહારાજ? આપનો શો હૂકમ છે?

ગુરૂ

ઓરતો દોસ્તોની હોય કે દુશ્મનોની પણ હંમેશાં માનપાત્ર છે.

ધીરસિંહ

માન આપવાની બાબતમાં તો હું પણ બેદરકાર રહ્યો નથી. એ બાઇને તેની પદવીને લાયક આબરૂથી અહીં લાવવામાં આવેલ છે.

ગુરૂ

વારૂ, હાજર કરો તેને.

(ધીરસિંહ જઈને બુરખો પહેરેલ અમીના અને બાળક કરીમબક્ષ સાથે પ્રવેશ કરે છે)

ગુરૂ

તમને અહીં સુધી આણીને તકલીફ આપી તે માટે હું દિલગીર છું, બાઇ! માર્ગમાં તમારા તરફ અવિવેક તો થયો નથી?

અમીના

તમે દિલગીર છો? એટલે શું તમારા હુકમ વગર તમારા આદમીઓએ આ ઘાતકી કામ કીધું છે?

ગુરૂ

એમજ.

### અમીના

તો મને મારા ખાવિંદ પાસે પાછી પહોંચાડશો ? હું આ મુલકમાં અજાણી છું.

### ગુરૂ

ઘણી ખુશીથી

(એક સેવક પ્રવેશ કરે છે.)

### સેવક

મહારાજ ! નીચે કોઇ અફઘાન આવ્યો છે, તેને દ્વારે અટકાવતાં લડાઇ થઇ છે. મુશ્કેલીથી તેને પકડી તેનાં હથિયાર છોડાવ્યાં છે. આજ્ઞા હોય તો તેને અહીં હાજર કરે.

### ગુરૂ

તેને અહીં તરત હાજર કરો !

### અમીના

શેર અફઘાન ! મારા ખાવિંદ !

(શેર અફઘાનને બન્દીવાન બનાવી બે શીખ પ્રવેશ કરે છે.)

### ગુરૂ

કેમ, તમારે શું કહેવાનું છે ? તમે તોફાન શા માટે કર્યું ? તમારી ઓરતને હું મોકલી આપતો હતો.

### શેર અફઘાન

અરે કાફર ! મારી ઓરતને પકડવાનીજ તારા માણસોએ હિંમત કેમ કીધી ? અરે શેરની ઓરતને તમે પકડી શકો ?

### ગુરૂ

પકડી શક્યા પછી પકડી શકવાનો સવાલજ નથી; અને શેર પોતે પણ અત્યારે તો તેની ઓરતની સાથે એ સ્થિતિમાં છે !

## શેર અફઘાન

અફસોસ ! ઓ ગોવિંદસિંહ ! ગુસ્સામાં હું ભૂલી ગયો કે તારા જેવાના ઘરમાં સેના વિનાનો એકલો શેર પણ પીંજરામાં જઇ પડશે. પણ જો આપણે સામસામાં મળ્યા હોત તો હું તને બતાવી આપત કે સમશેરબાજી શી ચીઝ છે !

## ગુરૂ

એ તારી હોંશ હજી પણ પૂરી થઇ શકશે. એના બન્ધનો છોડી નાખો; અને એના હાથમાં એની સમશેર આપો. મને પણ એવા એક શેરની સમશેરબાજી જોવાની જરા ઇચ્છા છે.

(બંને લડે છે. શેર અફઘાન કપાઇ મરે છે.)

## અમીના

અરેરે ! આ શો ગજબ કર્યો ! ઓ ક્રૂર માણસ ! આ શું ?

## ગુરૂ

બાઇ, તમારા ધણીએ પોતે મોત માંગી લીધું. હું શું કરૂં ?

## અમીના

તો હું અને આ મારો દીકરો પણ તમારી પાસે મોત માગીએ છીએ. અમને પણ મારી નાખ, ઓ ખૂની !

## ગુરૂ

બાઇ, તમે મને ખૂની ન કહી શકો. તમારા ધણીને મેં રીતસર લડાઇમાં નીતિથી માર્યો છે. શેરનો અહંકાર ઉતારતાં શેરનું માથું તો મારે અનિચ્છાએ ઉતારવું પડ્યું છે.

## અમીના

પણ અરે ક્રૂર માણસ ! તારે શું ઓરત નથી ? એક ઓરતના દેખતાં તેના ખાવિંદને અને એક દીકરાના દેખતાં તેના બાપને કાપી નાખ્યો, એ તારા ભયંકર અહંકાર તરફ કેમ જોતો નથી ?

પાપ છેજ નહીં. શેર અફઘાનના અહંકારી વચનથી ગુસ્સે થઈને મેં તેને કાપી નાખ્યો. એ વાત જૂદી છે. કદાચ એ પરિણામ હું અટકાવી શક્યો હોત, અને તેટલા માટે વધારે ધૈર્ય રાખીને તે અટકાવવાની મારી ફરજ હતી. અફસોસ! ગોવિંદસિંહ! તું ગુરૂની પદવી ઉપર છે, પણ એ પદવીને ઘટતી ક્ષમા અને શાન્તિ હજી તું શીખ્યો નથી. બાઈ, મારો ભયંકર અહંકાર મારી આગળ સ્પષ્ટ કરીને તેં પણ મને એક સાચો પાઠ ભણાવ્યો! ખરે, શબ્દનેજ હજી હું બરાબર સમજતો નથી. ઓ પ્રભુ!

અંતરની શ્રુતિ ખોલો, ઓ તાતજી!
અંતરની શ્રુતિ ખોલો!
વેદનાં વાયક બોલો, ઓ તાતજી!
વેદનાં વાયક બોલો!

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।**
**तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ।**

સુવર્ણમય પાત્રેથી સત્યનું મુખ બંધ જે,
ઉઘાડી આપ તું પૂષન્! સત્યધર્મ દૃગર્થ તે!
અંતરની શ્રુતિ ખોલો, ઓ તાતજી
અંતરની શ્રુતિ ખોલો!
વેદનાં વાયક બોલો, ઓ તાતજી
વેદનાં વાયક બોલો!

(વિચારમાં ગાતા ગાતા અંદર જાય છે)

## પ્રવેશ ૬ ઠો

સ્થલ:લાહોરમાં હરકિસનસિંહની હવેલી.

### હરકિસનસિંહ

આકાશને અજવાળતી જોતો અજબ હું રોશની:
અંતર ગહનમાં આવતી ચાલો હવા સંતોષની:
વ્હાલી કુંવર! ત્હારી બધી ખૂબી કહું શી રીતથી?
અદ્ભૂત જીવન સાધના કીધી કરાવી પ્રીતથી!

### અનોપકુંવર

હું તો હતી ગાંડી અને ઉન્મત્ત શી સંસારમાં:
ક્યાં યે પડેલી હોત આજે દુષ્ટ ઉંડા ગારમાં!
વ્હાલા! તમે આણી દયા, મુજ દુષ્ટતા પૂરી હતી:
ઉદ્ધારી લીધી સ્નેહથી લેશે રતી ન કરી હતી!

### હરકિસનસિંહ

ઓ અનોપ! વ્હાલી, શા માટે તું એ વાતોને યાદ કરે છે? તું શીખ બની ત્યારે દ્વિજ બની. પૂર્વજન્મને વિસારી દે.

### અનોપકુંવર

નહીં. પૂર્વજન્મના સ્મરણથી મને નમ્રતા રહે છે. એ સ્મરણથી હું પ્રભુનો, ગુરૂદેવનો અને તમારો નિરંતર ઉપકાર માની શકું છું.

### હરકિસનસિંહ

પ્રભુનો અને ગુરૂદેવનો ઉપકાર માન તે તો બરાબર છે. પણ મારો શા માટે? શું તું મને તારાથી હજી જુદો ગણે છે?

### અનોપકુંવર

તમારો તો પહેલો અને છેલ્લો; કારણ કે તમારા દ્વારા જ હું

પ્રભુને અને ગુરૂદેવને જાણી શકું છું. ઓ વ્હાલા ! તમારા દૈવી સ્નેહને હું બિલકુલ પાત્ર ન હતી. તમે મને પાત્ર બનાવી, અને ઉદ્ધારી લીધી !

### હરકિસનસિંહ

મેં તો નહીં પણ માથેકે, વહાલી ! મારો સ્નેહ તેમાં માત્ર સાધન-ભૂત થયો. આપણું લગ્ન આપણું અદ્વૈત—એ પ્રભુનીજ બક્ષિસ છે.

### અનોપકુંવર

બેશક ! અહા ! હાલ શા હું વિરલ અને સુખદ અનુભવો કરૂં છું. ગાઇ બતાવું, પ્રાણ ?

### હરકિસનસિંહ

મને તો એ કરતાં વધારે ઇષ્ટ શું હોય ? ગાઇ બતાવીશ તો અતિશય આનંદ થશે.

### અનોપકુંવર

સાંભળો ત્યારે:—

અનુભવ પ્રિય સુખકર થતા હૃદય પ્રગટતા અવનવા !
જગત વિમલ બની નમે:
સહુ કાંઇ ગમે: દિલ પણ રમે: નહિ ભમે ક્યહિં જવા.
સહચરી બની હવે સમજી શકું સકલ:
હૃદય ગહન જતી સદૈવ ફરવા !
અજાણી ના કશી વાતો:
ખુલાવે સ્નેહદૃષ્ટિ શી રાતો !
અહા ! શી ઝિંદગી બની આ તો !
વહે ઉલ્લાસ બ્હાર ના માતો !
પ્રિયતમ પતિ ! શુભ થઇ મતિ
ભવસમુદ્ર તરવા !

### હરકિસનસિંહ

ખરે ! આવો સુખી ઘડિ એવી મેં કદી આશા રાખી ન હતી.

( એક સેવક પ્રવેશ કરે છે. )

### સેવક

હજૂર, વીરસિંહ મહારાજ પધાર્યા છે, અને આપને મળવા ચાહે છે.

### હરકિસનસિંહ

વીરસિંહ મહારાજ ? ચાલ અનોપ, આપણે બંને એમની પાસે જઇએ. કંઇ મોટી આફત હશે એમ લાગે છે.

(બંને પરિક્રમણ કરીને વીરસિંહ સાથે પ્રવેશ કરે છે.)

### વીરસિંહ

ગુરૂ મહારાજને આનંદપૂર છોડવું પડ્યું છે. હાલ ચામકોરના કિલ્લામાં છે; અને કિલ્લાને પાદશાહી ફોજ ઘેરો ઘાલીને પડી છે. અંદર ચાળીશ કરતાં વધારે માણસો નથી, નિર્વાહનાં સાધન પણ ઓછાં છે, અને કિલ્લો લાંબા વખત સુધી ટકાવી શકાય તેમ નથી.

### હરકિસનસિંહ

અરે રામ ! હવે ? આપ શો વિચાર ધારો છો ? અમે દંપતી કોઇ રીતે ઉપયોગી થઇ શકીએ એવું છે ?

### વીરસિંહ

તમારા ઉપયોગનો પ્રસંગ પણ હવે પછી આવશે. હાલ તો મારું કામ છે. ચામકોરના કિલ્લામાંથી બહાર નીકળવાનો એક ગુપ્ત માર્ગ છે. તે મારા સિવાય કોઇ જાણતું નથી. હું ત્યાં જાઉં છું; અને વેશ બદલાવીને ગુરૂને બહાર મોકલી આપવાની તજવીજ કરીશ.

### હરકિસનસિંહ

મને શી આજ્ઞા છે.

### વીરસિંહ

મારે કિલ્લામાંજ રહેવું પડશે. ગુરૂના પોશાકમાં હું કિલ્લા ઉપર દેખાવ આપીશ, એટલે મોગલો જાણશે કે ગુરૂ હજી અંદર છે. ગુરૂ બહાર નીકળે તે પછી તેમની સેવામાં હાજર થવાનું હું તમને સોંપું છું.

### અનોપકુમાર

અને મને શું સોંપો છો મહારાજ ?

### વીરસિંહ

તમને સોંપવાનું કામ એ કરતાં પણ વધારે મહત્ત્વનું છે. માતાજી યશોદા તથા કુમાર તેજસિંહ અને ફતેસિંહ હાલ કિલ્લામાં છે. પણ જેમ ગુરૂને બહાર મોકલી આપવાની જરૂર છે, તેમ માતાજીને પણ કોઇ નિર્ભયસ્થાને પહોંચાડવાં જોઇશે. અખાડામાંથી કોઇ સાધુ આવીને તમને ખબર આપે, ત્યારે જઇને માતાજીને મળજો, અને બને તે સેવા કરજો !

### અનોપકુમાર

અમારા ઉપર આટલો વિશ્વાસ રાખ્યો તે મોટો અનુગ્રહ કર્યો. મહારાજ, અમે બનતું બધું જરૂર કરશું. આપ નિશ્ચિંત રહેશો.

### વીરસિંહ

એવી ખાતરી હોવાને લીધેજ અત્યારે તમારી પાસે આવ્યો છું. હવે ત્યારે વિદાયગીરી લઉં ?

### અનોપકુમાર

આવી રાત્રિએ અને [illegible] ભોજન લીધા વગર ? મહારાજ ! આપ પધાર્યા છો, તો અમારૂં [illegible] સ્વીકાર્યા વગર સિધાવશો ?

### વીરસિંહ

ના, બહેન. ગુરૂસુખનાં દર્શન વગર [illegible] મારે અગ્રાહ્ય છે. આનનું મને કાંઇ દુઃખ નથી. ગુરૂનિવાસ [illegible] પ્રયાણ શરૂ થશે, એટલે

રાત તો મારે માટે દિવસ બની જશે, અને રસ્તો દેખાડાશે. મને રજા આપો; એટલે હું પંથે પડું.

હરકિસનસિંહ

નિર્મળી મહારાજનો નિશ્ચય છે, તો અમે અનિર્મળ સંસારી જન શું કહી શકીએ ? હું સાથે આવું ?

વીરસિંહ

તમને તે મુશ્કેલ થઇ પડશે; અને મને સંગાથની જરૂર નથી. જાણો છો કે હું હંમેશાં એકલો ફરું છું.

હરકિસનસિંહ

આપ જૂના સિંહ છો, મહારાજ, તો સિધાવો ! નૈનાં દેવી રક્ષા કરો.

અનોપકુંવર

તથાસ્તુ !

વીરસિંહ

તમને દંપતીને જોઇને સંતોષ થાય છે. કલ્યાણ પામો !

(હરકિસનસિંહ અને અનોપકુંવર પગે લાગે છે. વીરસિંહ વિદાય થાય છે.)

હરકિસનસિંહ

ગયા મહાત્મા-સાધુ ! અરે ! આપણને જે શીખવાયેલું છે તે આવાઓને માટે યોગ્ય છે કેઃ—

"ચરન સાચ કે ધોયો, પિયો !
અરપ સાધકો અપના જિયો !"

અનોપકુંવર

મને તો માતાજીને માટે અતિશય ચિંતા અને વેદના થાય છે. અરે! થોડા દિવસ પણ ગુરુ મહારાજથી દૂર રહેવાનું એમનાથી ખમાતું નથી, તો આવા વખતનો વિયોગ એમનાથી કેમ કરી સહ્યો જાશે ?

### હરકિસનસિંહ

જેમ સીતા માતાએ વિયોગ સહ્યો હતો તેમ વહાલી, સતીઓના નિર્માણમાં એવાં મોટાં દુ:ખો હંમેશાં લખાતાં આવ્યાં છે. સર્વોપાર સુવર્ણ હંમેશાં ઉગ્ર જ્વાલામાં શુદ્ધ કરાય છે.

### અનોપકુંવર

અરેરે ? સીતામાતા તો જગદંબાનાં અવતાર હતાં. યશોદા માતાથી એમના જેવું કેમ બની શકાશે ?

### હરકિસનસિંહ

યશોદામાતા પણ પરમ ધૈર્યશાલી છે. ગુરૂદેવનું પડખું સેવ્યું છે તે હોય જ. પણ સીતામાતાને એક આશ્વાસન હતું. તેમને ખાતરી હતી કે શ્રી રામચન્દ્રજી પોતે જ્યાં હશે ત્યાંથી રક્ષા કરી શકશે. યશોદામાતાને એવું કશું આશ્વાસન નથી.

### અનોપકુંવર

ત્યારે આવે પ્રસંગે આપણે તેમના દુ:ખનું નિવારણ શી રીતે કરી શકીએ ? ઓ સ્વામી, તમને કોઇ ઉપાય સૂઝે છે ?

### હરકિસનસિંહ

અફસોસ ! મને કશો જ ઉપાય સૂઝતો નથી. દૈવની કેટલીક આફતો એવી હોય છે કે જેમાં કેવલ વિશ્વાસ રાખી મોક્ષની રાહ જોવા વગર માનવીથી બીજું કશું બની શકતું નથી. સિંહસેના ઉપર આ એક એવી આફત આવી છે. આપણે પોતે પણ છેક નિર્ભય નથી. હાલનો સુભો આવશે તો આપણે પણ કદાચ ન્હાસવું પડશે.

### અનોપકુંવર

પ્રભુ રક્ષા કરે !

### હરકિસનસિંહ

પ્રભુ અવશ્ય રક્ષા કરશે. પ્રભુ તો હંમેશાં રક્ષા જ કરે છે. જ્યારે તે દૈત્યોને જીવવા દે છે ત્યારે પણ દૈવી જીવની રક્ષા કરતો હોય છે.

કેટલાકની તે અમરભૂમિમાં બોલાવીને રક્ષા કરે છે, અને બીજાની આ ભૂમિમાં બચાવીને. ઓ વહાલી, છેવટે વિજય ધર્મનો જ થશે. એ નિઃસંશય છે. ખુદ ગ્રંથ સાહેબ એમ ફરમાવે છે સાંભળઃ—

છો લાખવાર દયાલુ દેવ મનુષ્ય કુંદનને કસે;
છો સાત લાખ સવાર રક્ત સમુદ્રમાં સામે ધસે;
ત્હોયે નહીં ડરશો; પડી સહુ ગર્તમાં નીચે જશે;
સ્વામી સમર્થ સખા સદા રાજાધિરાજ વિરાજશે!

**અનોપકુંવર**

વાહ મારા નાથ! વાહ મારા સિંહ!

(બંને આરામગાહ તરફ જાય છે.)

**અંક પહેલો સમાપ્ત**

---

# અંક ૨ જો

---

## પ્રવેશ ૧ લો

---

સ્થલ: ચામકોરના કિલ્લામાં ગુરૂનો આવાસ

**યશોદા**

નાથ ! આપ જે ફરમાવો તે કરવા હમેશાં તૈયાર છું. પણ કૃપા કરીને મને વિખુટી ના પાડશો. આપનાથી વિખુટી હું કેમ રહી શકીશ? અને આપ પોતે કેમ રહી શકશો?

અરેરે ! નાથ ! ઓ વ્હાલા ! જવાનું એક ના કહેજો !
હૃદયના ભાવની સામે થવાનું એક ના કહેજો !
સદા સંગ્રામમાં સાથે નિભાવી છે મને સ્વામી !
નહીં જ્યાં આપ હો ત્યાંની હવાનું એક ના કહેજો !

**ગુરૂ**

દેવિ ! ત્હારે આવા અધીરતાના શબ્દ બોલવા ઘટે ? બધી સ્ત્રીઓને માટે કોઇક પ્રકારના અગ્નિપ્રવેશનું નિર્માણ હોય છે. અને આ ત્હારે માટે છે.

**યશોદા**

એકલા રહેવાનું કદાપિ પસંદ કર્યું નથી. અત્યારે શા માટે કહો છો તે હું સમજી શકતી નથી.

**ગુરૂ**

ત્હારી, બાલકોની, અને આપણ સૌની રક્ષાને માટે. એટલા માટે કે હું કદાચ દુશ્મનના હાથમાં પડું, તો પણ તમે તો બચી શકો.

### યશોદા

તો બાલકોને ખુશીથી મોકલી આપો. મને એકલીને માત્ર સાથે રાખો.

### ગુરૂ

તું, દેવિ, સિંહસેનાના વિશ્રામનું સ્થાન છે. ગુરૂ ન હોય ત્યારે પણ જો તું વર્તમાન હોય, તો એ સેનાને એક આશ્વાસન અને ઉત્તેજન છે. મારૂં જીવન જેમ ખાલસાને માટે છે તેમ તારૂં પણ તારે સમજવું જોઇએ.

### યશોદા

મને માત્ર મારા નાથની સેવા પ્રભુ તરફથી સુપ્રત થઇ છે. ખાલસાની ખાતર આપનાથી વિયુક્ત થવું એ મને મારો ધર્મ નથી લાગતો, મહારાજ !

### ગુરૂ

જ્યારે મારૂં જીવન ખાલસાને માટે છે, ત્યારે તારૂં પણ હોયજ એ શું સ્પષ્ટ નથી ? આ પ્રસંગે તો વિયુક્ત થવું એજ તારા નાથની સાચી સેવા છે, કારણકે એ મને અભીષ્ટ છે.

### યશોદા

આજ્ઞા હોય તો હું નિરૂપાય છું. વારૂ, મારે ક્યાં રહેવું, એ બાબતમાં આપે કંઇ નિશ્ચય કીધો છે ?

### ગુરૂ

ક્યાં રહેવું એ બાબતમાં તને માર્ગમાં ખબર મળે એવી યોજના થઇ ચુકી છે.

(એક સેવક પ્રવેશ કરે છે.)

### સેવક

મહારાજ ! માતાજી અને કુમારોની સાથે જનાર પુરોહિતજી વગેરે તૈયાર છે, અને રાહ જુએ છે.

### ગુરૂ

કહે કે હમણાં આવે છે. દેવિ, કુમારો ક્યાં છે?

### યશોદા

મુસાફરી માટે તૈયાર થઇને બેઠા છે. બાલક હોવાથી એમને સંકટનો કશો વિચાર નથી. આપને પ્રણામ કરી લેવા આવે?

### ગુરૂ

બોલાવીએ. મસ્તાન!

### મસ્તાન

જી, મહારાજ!

### ગુરૂ

કુમારોને બોલાવી લાવ.

(મસ્તાન જાય છે અને તેજસિંહ તથા સત્યસિંહ સાથે પ્રવેશ કરે છે.)

### તેજસિંહ

બાપુ, આશીર્વાદ આપો. અમે જઇએ છીએ.

### સત્યસિંહ

હું પણ પગે લાગી લઉં છું, બાપુ!

### યશોદા

અરેરે!

સ્વામી! આ શે ખમાય?
કદી એકલ તજી ના ગઇ હજી!
પ્રિતમ પ્યારા વરસે ધારા નિરખો મારા
નયને તારા ન્હાય!

નાથ સાથ રહી નિશ દિન, વ્હાલા !
ના વિયોગ કદી સમજી !
જોઇને વદન પ્રણયનું સદન
હૃદય હાસ્યમય : વિરલ લાસ્યમય :
અરર ! એ સકલ અતિ કરે વિકલ ! હાય !
સ્વામી ! આ શે ખમાય.

(રડે છે.)

### ગુરૂ

દેવિ ! દેવિ ! આ શું ? આ વખતે ?

### યશોદા

મને ક્ષમા કરો. મારાથી રડાઇ જવાયું. હવે જાઉં છું. શરીરને સાચવજો. ફરી ક્યારે મળશું ?

### ગુરૂ

પ્રભુ મેળવશે ત્યારે—પણ એક દિવસ અવશ્ય મળશું. એ યશોદા !

(બંને ભેટી છુટાં પડે છે.)

### ગુરૂ

**त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयम् ।**
ચાલો, સિધાવો દેવિ ! **शुभास्सन्तु पन्थानः ।**

(બંને પરિક્રમણ કરે છે. યશોદા અને કુમારો વગેરે વિદાય થાય છે. ગુરૂ લાંબા વખત સુધી જોઈ રહે છે.)

### ગુરૂ

સ્વર્ગસ્થ પિતાજી તેગ બહાદુર ! આપ અમર છો તો કૃપા કરીને આપની વિખૂટી પડેલી પુત્રવધૂની રક્ષા કરજો ! માતા નાનીદેવિ ! આ સેવકની હવે કેટલી કસોટી બાકી છે ?

(વીરસિંહ પ્રવેશ કરે છે.)

**વીરસિંહ**

આપ સજ્જ છો, મહારાજ?

**ગુરૂ**

સર્વસ્વ વળાવ્યું એટલે હવે સર્વથા સજ્જ છું.

**વીરસિંહ**

પ્રાકૃત વર્ગનો પોશાક પહેરશો?

**ગુરૂ**

આવશ્યક છે માટે ખુશીથી

(પોશાક પહેરે છે.)

**વીરસિંહ**

પાદશાહે આપને અને આપના કુટુંબને પકડવાને માત્ર લાહોર સુબાને આજ્ઞા કરી છે એમ નથી, પણ આ તરફની તમામ સે ઓને અને સૌ સુબાઓને એ આજ્ઞા છે. પોશાકના ફેરફાર વ આપની સલામતી માટે બીજો માર્ગ નથી. હવે હું સાથે ચાલું?

**ગુરૂ**

તમે દોરો, હું અનુસરૂં છું.

(બંને જાય છે

### નબીખાં

ધણી તો અમારો આલમના ધણી વગર બીજો કોઇ નથી. પણ અમારા મુરશિદ એક છે એમનું નામ મુલ્લાંશાહ.

### ગુરૂ

મુલ્લાંશાહ ? શું હઝરત હજી જીવે છે ?

### નબીખાં

બેશક.

### ગુરૂ

હઝરત મારા પિતાના પરમ મિત્ર હતા. હું કોણ છું તે તમે જાણો છો ?

### નબીખાં

હઝરત કહેતા હતા કે આપ ઉચના પીર છો.

### ગુરૂ

હું ઉંચનો પીર ?

### નબીખાં

હઝરત કહેતા હતા કે આપનો બધો અસબાબ લૂટાઇ ગયો છે, અને આપને આ વેશ લેવો પડયો છે.

### ગુરૂ

તમને હું આ વેશમાં પણ ઉચના પીર જેવો લાગું છું ?

### નબીખાં

મારી આંખને જે દેખાય તે કરતાં હઝરત જે કહે તે હું વધારે સાચું માનું છું.

### ગુરૂ

વાર, મુરશિદનાં દર્શન મને ક્યારે થશે ?

## નબીખાં

હમણાંજ પોતે અહીં પધારશે. જુઓ, આ પધારે.

(મુલ્લાંશાહ પ્રવેશ કરે છે. ગુરૂ ઉભા થઈ પ્રણામ કરે છે.)

## ગુરૂ

આપનો ઉપકાર માનું છું, જનાબ !

## પીર

ઉપકાર માન ઇશ્વરનો, બેટા. હું તો તારા જેવો તેનો એક સેવક અથવા બન્દો માત્ર છું.

## ગુરૂ

ઇશ્વરની સાથે આપનો પણ ન માનું, હઝરત ? આપે પોતે શું મારા પર કૃપા કીધી નથી ?

## પીર

ઇશ્વરમાં મારો સમાવેશ થઇ જાય છે, બેટા. પણ તને હજી ખબર નથી. પ્રભુએ તારી રક્ષા માટે શું કર્યું છે. તે તું જાણે છે ?

## ગુરૂ

રક્ષા થઇ છે. એટલું હું જોઉં છું, અને જાણું છું. પણ ઘણો વખત હું નિદ્રામાં હતો. કેમ અને ક્યારે અહીં આવ્યો તેની મને બિલકુલ ખબર નથી.

## પીર

સાંભળ ત્યારે આજ પ્રાતઃકાલના અરસામાં મને એક સંદર્શન થયું. સ્વર્ગમાંથી એક ફિરસ્તો ઉતર્યો, અને મારી પાસે આવી બોલ્યો, કે "ઓ મુલ્લાંશાહ ! સાંભળ પરવરદિગારનું ફરમાન. ઉઠ, અને તારા મકાનમાંથી પૂરવમાં પેલો કુવો છે ત્યાં જા. ત્યાં એક આદમી થાકેલો સૂતો છે. તેને બનતી બધી મદદ આપ; કારણ કે હિંદુઓમાં તે મારો સેવક અને પેગંબર છે. હું કૂવા પાસે ગયો, અને જોયું તો સૂતેલો આદમી મારા જુના મિત્ર તેગબહાદૂરનો બેટો ગોવિંદસિંહ !

### ગુરૂ

અહો ! પરમ કૃપાલુ પરમેશ્વરે મારા જેવા અદના માણસને માટે પોતાના ફિરસ્તાને અને આપ સરખા પીરને તસ્દી આપી !

### પીર

બચ્ચા, ફિરસ્તાઓ અને પીરો સેવાને તસ્દી સમજતા નથી.

### ગુરૂ

હઝરત મને ઉત્તમ શિક્ષણ આપી રહ્યા છો. તો એક મહત્ત્વનો સવાલ પૂછું ? પ્રભુનો સાક્ષાત્કાર થઇ શકે છે ? આપ કોઇ માર્ગ જાણો છો ?

### પીર

સાક્ષાત્કાર એટલે ? આ સ્થૂલ આંખને પ્રભુ દેખાય એમ ?

### ગુરૂ

સ્થૂલ આંખથી સાક્ષાત્કાર થઇ શકે કે નહીં તે તો આપ જાણો, જનાબ ! મેં માત્ર વાતો સાંભળી છે.

### પીર

બચ્ચા, સ્થૂલ આંખથી જે દેખાય છે તે બધા સ્થૂલ પદાર્થ છે. પરમેશ્વર સ્થૂલ પદાર્થ નથી, એટલે તે સ્થૂલ આંખથી દેખાય નહીં છતાં તેનો સાક્ષાત્કાર થઇ શકે છે.

### ગુરૂ

તે શી રીતે હઝરત ?

### પીર

અંદરની સૂક્ષ્મ આંખથી, શરીરની આંખથી જે જુએ છે તે શરીર નથી, પણ શરીરમાં રહેલો જીવ છે. જીવને પોતાની આંતર આંખો પણ હોય છે, અને તે ઉઘડે ત્યારે તે પ્રભુને પણ જોઇ શકે છે.

### ગુરૂ

એ અંદરની આંખો શી રીતે ઉઘડે, જનાબ ?

### પીર

વૈરાગ્યથી. વૈરાગ્ય એટલે રાગની વિહીનતા નહીં; પણ રાગની વિશેષતા—અતિશયતા. અમે લોકો તેને "ઇશ્ક" કહીએ છીએ. પ્રભુના હજારો ભક્તો વિવિધ રૂપમાં તેનું દર્શન પામ્યા છે

### ગુરૂ

હું હજી કેમ નહીં પામ્યો હોઉં તે સમજાવવાની કૃપા કરશો ?

### પીર

બેશક. કારણ એક તો મને દેખાય છે. તેં બધા મુસલમાનને દુશ્મન ગણ્યા છે. પ્રભુના ખરા બંદાઓ કોઇને—દુશ્મનને પણ—દુશ્મન ગણતા નથી. બધી માણસ જાત પ્રભુનાં ફરજંદ છે. જેઓ ભૂલેલા છે તેઓ દયાપાત્ર છે.

### ગુરૂ

પણ મારા પિતાશ્રીના ખુનની હકીકત આપે સાંભળી છે ?

### પીર

હા, હું જાણું છું.

### ગુરૂ

શું ત્યારે ઓરંગઝેબને દુશ્મન ગણવામાં મારી ભૂલ છે ?

### પીર

તું જો ઓરંગઝેબનો સમાન હોત, તો હું તારી ભૂલ કહેત નહિ; પણ તું એ કમનસીબ શાહથી બહુ ઉચ્ચતર છે, બચ્ચા ! અને છતાં શીખસેનાને તમામ મુસલમાન કોમની સામે દ્વેષ શીખવવામાં તેં ભયંકર ભૂલ કીધી છે, અને તારી આંખ ઉઘાડવાને તારા પર મોટી આફતો ઉતરતી જાય છે !

### ગુરૂ

શું મારા પર આફ્તો ઉતરવાનો એ સબબ હશે ?

### પીર

મારી દૃષ્ટિને તો એમ દેખાય છે.

### ગુરૂ

તો મારે મુસલમાનોની સાથે શી રીતે વર્તવું જોઇએ, હઝરત ?

### પીર

સારાઓની સાથે એક રીતે, અને નઠારાઓની સાથે જૂદી રીતે. મુસલમાનો જ્યારે દેશમાં વસેલા છે, ત્યારે હિન્દુઓના પાડોસી છે, એમ તારા જેવાએ તો સમજવું જોઇએ. હિન્દુઓનાં પૂર્વજો જે રીતે દેશમાં આવેલા તેજ રીતે એ પણ આવેલા છે. હવે વખત એવો આવે છે કે જ્યારે હિન્દુપણાનું માહાત્મ્ય ઘટશે, અને હિન્દીપણાનું વધશે.

### ગુરૂ

શું ત્યારે મુસલમાનો સાથે ભાઇબંધી કરવાની ફરજ છે, એમ આપ ફરમાવો છો ?

### પીર

ભાઇબંધી કરાયેલી તો દૈવથી છે, માણસોએ માત્ર તે સમજવાની છે. અને બેશક હિન્દુ અને મુસલમાન બંને પોતે ભાઇઓ છે એમ સમજે, એ હું ઇષ્ટ ગણું છું.

### ગુરૂ

મને લાગે છે કે મુસલમાનો હિન્દુઓ જેવા કાફરોને ભાઇ ગણવાનું પસંદ નહીં કરે.

### પીર

અને હિન્દુઓ શું પસંદ કરશે ? પેલા પોતાના મનથી અતિશય ઉંચા ચડેલા બ્રાહ્મણો શું પસંદ કરશે ? નહીં બચ્ચા, ઉંડા સત્યો વિરલ આત્માઓજ પ્રથમ જોઇ શકે છે. અને બીજાઓ તે ધીમે ધીમે સ્વી-

કારે છે પણ એ સંબંધમાં આપણે ફરી કોઇવાર વાતચિત કરશું. હાલ તો હું ધારૂં છું કે તારે મુલતાન પહોંચવાની ઉતાવળ છે.

### ગુરૂ

આપ જાણો છો.

### પીર

મારા પરિચરોને મેં એમ જણાવ્યું છે કે આ ઉંચના પીર છે. વેશ બદલ્યા વગર બચાવ થવો અશક્ય છે. શી ઇચ્છા છે?

### ગુરૂ

વેશ બદલવો એ ચામડી ઉતારવાની બરાબર નથી, જનાબ?

### પીર

ના, બચ્ચા! વેશ બદલવાથી શરીરને કે જીવને કશી હાનિ થવી ઘટતી નથી. વેશ માત્ર બહારની વસ્તુ છે. તું પહેરવાને તૈયાર છે? સેવકને બોલાવું?

### ગુરૂ

તૈયાર છું, જનાબ.

### પીર

નબીખાં!

(નબીખાં આવે છે.)

### નબીખાં

શો હુકમ છે, હઝરત?

### પીર

પીર સાહેબને લાયકનો આસ્માની પોશાક હાજર કરો!

### નબીખાં

હમણાં લાવું છું, હઝરત!

(નબીખાં જાય છે)

### પીર

સાંભળ બચ્ચા! તારા ત્રણ શીખ પણ તને શોધતા અહીં આવી પહોંચ્યા છે. નબીખાં અને ઘનીખાં તથા બે શીખ મળીને તારી

ચારપાઇ ઉપાડશે, અને ત્રીજો શીખ તહેનાતમાં રહેશે, એ રીતે ધારેલે ઠેકાણે પહોંચી જજો !

(નબીખાં આવે છે. ગુરૂ તે પહેરે છે.)

**પીર**

નબીખા, તું અને ધનીખાં પીર સાહેબની ચારપાઇ ઉપાડવા માટે સાથે જજો. અને રજા આપે ત્યારે પાછા આવજો. માર્ગમાં એમની બરાબર સેવા કરજો.

**નબીખાં**

જેવો હજરતનો હુકમ ! હું ધનીખાંને ખબર આપી તૈયાર કરવા જાઉં છું.

(નબીખાં જાય છે.)

**ગુરૂ**

મહાત્મન્ ! હું આપને શું કહું ? આપે મદદ આપી ન હોત તો હું સંકટમાં આવી પડત !

**પીર**

બચ્ચા ફરી કેમ ભૂલી જાય છે ? દુનિયાનો માલેક સર્વશક્તિમાન પ્રભુ તારો રક્ષક અને મદદગાર છે ! બધું કહેવાનું તેને છે !

માલેક શુભ નામ
સકલ જન આરામ !
સૌ ઠામ, સૌ ધામ—
પ્રભુ સહિત નહિ રહિત !
મદદનો કરનાર—
ન કદી નિજ પરહરે !
ભરતાર સતુ જ મનઃ
રજ સહુ હરનાર !
સ્મરણ તો તેહનું કર !

(બંને જાય છે.)

---

## પ્રવેશ ૩ જો

---

સ્થળઃ એક જંગલ

(દેવી યશોદા, બે કુમારો, અનોપકુંવર વગેરે ગાતાં પ્રવેશ કરે છે.)

### યશોદા

પરમ પૂજ્ય હે પ્રાણનાથજી !
રખડતી રહું આપને તજી !
ચરણ ચાલવા લેશ ના ચહે;
અકલ વેદના અંતરે દહે !
અરેરે ! હું શું કરૂં ?

### અનોપકુંવર

માતાજી ! આપ જો રડવા લાગશો, તો અમારાં બધાની શી દશા થશે ? આપે તો હૃદયને વજ્ર બનાવવું ઘટે છે.

### યશોદા

અરે ! વજ્ર તો બનેલુંજ છે આ હૃદય. નહીં તો સ્વામીને છોડવાનું મારાથી ન બન્યું હોત. ક્ષ્યાં અત્યારે મને જે વેદના થાય છે, તે કશા સ્મરણની નથી. એ વેદના તો કોઇ આગામી અને વધારે ભયંકર આફતનું સૂચન કરતી જણાય છે.

અશુભ ચિહ્ન શાં દૃષ્ટિએ પડે !
અરર ! ભાવિનો મર્મ ના જડે !
નયન દેવિ ! મા ! વ્હાર આવજો;
પતિ પવિત્રનો પાર લાવજો !

(રડે છે.)

### સત્યસિંહ

માતાજી આપ રડો નહિ, પ્રભુ રક્ષા કરવાને સમર્થ છે.

### તેજાસિંહ

અમે આપને શું કહીએ, માતાજી ? આપજ અમને કહેવાને યોગ્ય છો.

### યશોદા

દીકરાઓ! હું મારા હ્રદય ઉપર ઘણો અંકુશ રાખું છું અને તોપણ મારાથી રડયા વગર રહી શકાતું નથી. અરે! આપણા કુટુંબ ઉપર કોણ જાણે કેવો દૈવકોપ ઉતર્યો છે! અરે રે!

હા! આફતો આ કેવી;
આસ્માનથી જાણે ઉતરી!
પતિને છોડીને જંગલે રખડું આમ!

હાય! હાય! હાય! હાય!
ના આ તો રહ્યું જાય:
બીજી ગમ ના પડે;
મારા જેવીને શું ઘટે ?
બેસું જઇ કયે તટે ?
નહિ તે સુઝતું; દિલ ના બુઝતું!

(યશોદા પડીજાય છે. પુરોહિત, તેની પત્ની, વગેરે પાસે આવે છે. તેજસિંહ અને સત્યસિંહ ચરણસેવા કરે છે. અનોપકુંવર પંખો નાંખે છે.)

### અનોપકુંવર

માતાજી સાવધ થાઓ! સાવધ થાઓ! ઓ દૈવ! દયાળુ થાઓ! દયાળુ થાઓ!

(યશોદા સાવધ થાય છે.)

### યશોદા

અરે ઓ નાથ! વ્હાલા! મરણ વખતે પણ શું તમારું દર્શન પામીશ નહિ? અરે! કયા ઘોર પાપનું આ ફળ અમને મળે છે?

## અનોપકુંવર

માતાજી ! આપનાં કંઈ જ પાપ નથી, અને હોય પણ નહીં. સીતા, દ્રૌપદી વગેરેએ શાં પાપ કર્યાં હતાં ? અને છતાં તેમને પણ શું દુઃખ આવ્યાં નથી ? એ તો જગતનો નિયમ છે; અને આપ મરણની વાત શા માટે કરો છો ? આપણે હમણાં નિર્ભય સ્થાને પહોંચી જઈશું !

## યશોદા

દીકરી, તને દેખાય છે તે કરતાં મને વધારે દેખાય છે. શું અને શી રીતે દેખાય છે તે તને કેમ સમજાવું ?

## પુરોહિત

માતુશ્રી. આ ભાગમાંથી આપણે જલદી નીકળી જઈએ તો સારું; કારણ કે મોગલ લશ્કરનો કોઈક ભાગ નજદીકમાં જ છે, એમ સાંભળ્યું છે.

## યશોદા

ભાઈ, આપણે એવું નિર્માણ મને દેખાતું નથી; મને લાગે છે કે મોગલો હમણાં જ હાજર થશે.

( એક ટુકડી પ્રવેશ કરે છે. નાયક પુરોહિતને જોઈ પૂછે છે. )

## નિઝામબેગ

તમે કોણ છો ?

## પુરોહિત

અમને પૂછવાનો તમને શો અધિકાર છે ? તમે પોતે કોણ છો ?

## નિઝામબેગ

અમે શહેનશાહ આલમગીરના લશ્કરી છીએ. કોઈ પણ મુસાફરને પૂછવાનો આમિલ માત્રને અધિકાર છે.

### પુરોહિત

માતુશ્રી આપે સાંભળ્યું ? હું શો જવાબ આપું ?

### યશોદા

કહો કે ગુરૂ ગોવિંદસિંહના કુટુંબના માણસો છે.

### નિઝામબેગ

વાહ વાહ ! આ કાફર કુટુંબ મારા હાથમાં આવ્યું, એ બહુજ ઠીક થયું ?

### અનોપકુંવર

કેમ રે ? તું કાફર કુટુંબ કોને કહે છે ? આ તારી મા કોણ છે તેની તને કંઇ ખબર છે ?

### નિઝામબેગ

યાહ ! તું વળી મને પૂછનારી કોણ ? સિપાઇઓ પકડો એને !

### અનોપકુંવર

ખબરદાર ! હું કોણ છું તે તને એકને તો બતાવી આપીશ.

( દોડીને નિઝામબેગના પેટમાં ખંજર હુલાવે છે. બેગ ચીસ પાડીને પડે છે. સિપાઈઓ આવી અનોપકુંવરને પકડી લે છે. )

### નિઝામબેગ

મારી બાજી પૂરી થઇ, ફત્તેખાં બાદશાહ સલામતને મારી વાત ઝાહેર કરજો, અને કેદીઓથી સાવચેત રહેજો. હા ! હા !

(નિઝામબેગ મરણ પામે છે)

### ફત્તેખાં

(યશોદા તરફ જોઇને)

બાનુ, આપને કેદ કરવાનો મને હુકમ છે. પણ આપને અપમાન આપવાનો મારો વિચાર નથી. આપ જો અમારી સાથે સાથે ચાલવાનું કબુલ કરશો, તો આપના પર બિલકુલ જબરદસ્તી કરવામાં આવશે નહીં. આપને એ કબુલ છે ?

### યશોદા

તમારી સાથે ચાલવાનું ? હું એક ડગલું પણ તમારી સાથે ચાલીશ નહીં !

### ફતેખાં

તો આપને પણ પકડવાનો મારે હુકમ આપવો પડશે.

### યશોદા

દુનિયામાં કોઇપણ માણસની તાકાત નથી કે મને પકડી શકે. તમારો પાદશાહ ઓરંગઝેબ ગમે તે ઝુલ્મ કરવાને સમર્થ હશે, પણ આ શરીરને તો તે કે કોઇ પણ આદમી સ્પર્શ કરી શકનાર જ નથી. હું સિંહની પત્ની અને સિંહોની માતા સર્વથા નિર્ભય છું.

### ફતેખાં

સિપાઇઓ, એ બાઇને પણ પકડો ! સૌને પકડો !

### યશોદા

માતા નૈનાદેવી ! વખત આવ્યો છે !

(ગેબમાંથી ભડકો નીકળતાં યશોદાનું શરીર સળગી ઉઠે છે. સિપાઇઓ કુમારો વગેરેને પકડે છે. બધા ચકિત થઇને જોઇ રહે છે.)

### ફતેખાં

સોભાન અલ્લાહ ? શી કરામત છે આ ?

(ટેબ્લો. પડદો પડે છે.)

# પ્રવેશ ૪થો

---

સ્થલ: સરહિંદમાં પાદશાહ આલમગિરની છાવણી અને કચેરી.

(કંચનીઓ ગાય છે અને નાચે છે. ગાયન અને નાચ ખલાસ થતાં વિદાય થાય છે.)

### ઔરંગઝેબ

વઝીર, અહીંના સરદારો અને અમીરો કચેરીમાં ગાન થવું જોઇએ એમ માને છે. તેટલા માટે, અને આજે એ બધા આપણા મહેમાન છે તેથી તેમને રાજી કરવાની ખાતર, મેં તારી અરજ મંજુર રાખી. પણ તું જાણે છે કે ઓરતોનાં નાચગાનને હું કેટલો ધિક્કારૂં છું? અક્કલવાળા માણસોને તેમાં શો આનંદ આવે એ હું સમજી શકતો નથી. હું તાજુબ થાઉં છું કે મારી અગાઉના શહેનશાહોએ એ વાત પસંદ કરેલી, અને હાલ પણ તેને ઘણા પસંદ કરે છે.

### વજીર

શહેનશાહે આલમ! આપના સરખા કેવળ ફરજમાં જ વખત ગાળનારા માણસ વધારે ક્યાંથી હોય?

(એક દ્વારપાલ પ્રવેશ કરે છે.)

### દ્વારપાલ

પાદશાહ સલામત! રિસાલદાર ફતેખાં નામદારની હજુરમાં કંઇ જાહેર કરવા આવવાની પરવાનગી માગે છે.

### ઔરંગઝેબ

આવે.

(ફતેખાં પ્રવેશ કરે છે, અને દૂરથી ત્રણ વાર નમન કરી ઉભો રહે છે.)

### ઔરંગઝેબ

રિસાલદાર ફતેખાં, શી ખબર છે?

## ફતેખાં

શહેનશાહે આઝમ! ગોવિંદસિંહના બેટાઓ કેદ થયા છે.

## ઔરંગઝેબ

અને તેની ઓરત?

## ફતેખાં

પાદશાહ સલામત! ઓરત કોઇ કરામતથી અમારા ઘણાંની રૂબરૂ બળી મૂઈ!

## ઔરંગઝેબ

અને નિઝામબેગ ક્યાં છે?

## ફતેખાં

નિઝામબેગ કપાઇ ગયેલ છે. મરતાં મરતાં આપ નામદારને તેણે કુરનશ કહાવ્યા છે. ગોવિંદસિંહના જનાના સાથેની એક ઓરતે અચાનક ખંજર મારીને ખૂન કરવાથી તે બહાદૂર સિપાઇ અને પાદશાહનો વફાદાર નોકર માર્યો ગયો છે.

## ઔરંગઝેબ

ઓરતના હાથથી? એ ઓરત કેદ છે કે?

## ફતેખાં

હા, નામવર.

## ઔરંગઝેબ

બીજાં કોણ માણસો પકડાયાં છે?

## ફતેખાં

એક કોઇ પુરોહિત છે, અને એક તેની ઓરત છે.

## ઔરંગઝેબ

એ કાફરના દીકરાઓની શી ઉમર છે?

### ફતેખાં

તેજસિંહ બાર વરસનો અને સત્યસિંહ દસનો છે.

### ઔરંગઝેબ

વારૂ, એ ઓરતને પ્રથમ હાજર કરો.

(ફતેખાં જાય છે, અને અનોપકુંવરને લઈને પાછો આવે છે.)

### ઔરંગઝેબ

અય ઓરત ! તેં અમારા એક બહાદૂર સિપાઈનું દગાથી ખંજર મારી ખૂન કીધું, એ તું કબુલ કરે છે ?

### અનોપકુંવર

નામદાર શાહ ! એ હકીકત છે. મેંજ ખંજર મારીને પાદશાહના એ હિચકારા સિપાઈને જહન્નમમાં મોકલ્યો છે. કોઈ પણ બહાદૂર માણસ ઓરતનું-અમીરી ઓરતનું-અપમાન કરે નહીં. જે સિપાઈને મેં ઠાર કર્યો તેણે મારા ગુરૂના કુટુંબને કાફર કુટુંબ કહેવાની દુષ્ટતા કીધી હતી.

### ઔરંગઝેબ

કેમ રે ? તું પોતે કાફર નથી ? અને તારો ગુરૂ કાફર નથી ?

### અનોપકુંવર

ઓ પાદશાહ ! આપની ભયંકર ભૂલ થાય છે. આપ જેને કાફર કહો છો તે તો પીર પણ પગે પડે એવો આદમી છે. તેની ઓરત આપના હાથમાં ન પડતાં બળી મૂઆં, એ વાત સાંભળી કે નહીં?

### ઔરંગઝેબ

એ ઓરત પોતાની મેળે બળી મૂઇ, એટલી પાદશાહી આલમને ઓછી તસ્દી; પણ તેં પાદશાહી નોકરનું ખૂન કીધું ત્યારે તને ખાવિંદના ઓફતી કંઇ ખબર હતી કે નહીં ?

### અનોપકુંવર

બરાબર ખબર હતી.

### ઔરંગઝેબ

મરવાની તને કંઈ અતિશય ઉતાવળ છે ?

### અનોપકુંવર

જરા ઉતાવળ તો છે. મારાં માતાજીને બળી જતાં જોયાં છે, ત્યારથી, હું મરવાને ઉત્સુક છું. પણ ઓ શાહ ! હું આપને પૂછું છું કે આપે પોતે ખાવિંદના ખોફનો કંઇ વિચાર કર્યો છે ?

### ઔરંગઝેબ

હું એ વિચાર શા માટે કરૂં ? મારા પર ખુદાનો ખોફ શા માટે ઉતરે ? મારા પર તો મ્હેર ઉતરેલી છે. તું જુએ છે કે હું પાદશાહના તખ્ત ઉપર છું.

### અનોપકુંવર

પાદશાહના તખ્ત ઉપર એ તેથી શું થયું ? ઓ શાહ, હું ભવિષ્ય જોઉં છું કે આપને પણ એક દિવસ આપનાં બુરાં કામનો પસ્તાવો થશે, અને ત્યારે આપ આ ઓરતને યાદ કરશો !

### ઔરંગઝેબ

ઓરત ! તું ઘણી હિંમતવાન દેખાય છે કે ખુદ પાદશાહની સામે આવા સખુન કાઢી શકે છે.

### અનોપકુંવર

હું પાદશાહની પાસે હિંમતથી બોલી શકું છું તે એટલાજ માટે કે પાદશાહોના પાદશાહની હજુરમાં ઝલદી જવાનો ઉમ્મીદવાર છું.

### ઔરંગઝેબ

તારી એ ઉમ્મીદ બર આવશે. એ છોકરાઓને હાજર કરો !

(સિપાઈઓ તેજસિંહ અને સુરજસિંહને બેડીઓ સાથે હાજર કરે છે.)

### ઔરંગઝેબ

કેમ, છોકરાઓ તમે જીવવા ઇન્તેઝાર છો ?

### તેજસિંહ

બિલકુલ નહીં.

### ઔરંગઝેબ

ત્યારે શું મરવા ઇન્તેઝાર છો ?

### તેજસિંહ

આનંદથી : ઉલ્લાસથી.

### ઔરંગઝેબ

મરીને તમે શું કરી શકશો ?

### તેજસિંહ

મરીને અમે અમર થશું, અને કોઇક દિવસ કોઇક રીતે તમારા ઉપર વેર લેશું.

### ઔરંગઝેબ

નાપાક કાફર બચ્ચાઓ ! તમે જાણો છો કે હું તમને જીવતા દફનાવી દેવાને સમર્થ છું.

### તેજસિંહ

ઓ શાહ ! અમે તો અમર છીએ. અમારાં રૂહ અમર છે. અમારા દેહને તમે દફનાવી દેશો તેથી શું ?

### ઔરંગઝેબ

તાજ્જુબ ! આ છોકરાઓ બહાદૂર છે ! હું ચાહું છું કે મોગલોમાં આવા હીરા પાકે ! પણ આ શયતાનની ઓલાદને તો ઝમીનદોસ્તજ કરવી જોઇશે.

### અનોપકુંવર

ઓ શાહ ! જાણો કે એ પણ અલ્લાહની અને બાવા આદમનીજ ઓલાદ છે. એ સિંહશાવકોને જમીનદોસ્ત કરવાનાં મોટું પાપ થશે.

## ઔરંગઝેબ

બેવકૂફ ઓરત ! કચેરીમાં પૂછ્યા વગર બોલવાની કોઈને રજા નથી. પણ તું થોડા વખતની મહેમાન છે, વાસ્તે તારી એ ખતા દરગુઝર કરૂં છું. પણ તું શું ધારે છે ? દીનના દુશ્મનને ઠાર કરવામાં પાપ શું હોય ? સરપનાં કે વાઘનાં બચ્ચાંને કાપી નાખવામાં પાપ કોણ સમજે છે ?

## અનોપકુંવર

ઓ શાહ ! તમારા દુશ્મન તે કંઇ દીનના દુશ્મન નથી. અમારા ગુરૂ તો તમારા પીર પણ જેને પગે લાગે તેવા છે.

## ઔરંગઝેબ

તું દીવાની દેખાય છે. પણ તને બરાબર સઝા થવાની છે. આ કેદીઓને હમણાં મજબુત તુરંગોમાં પૂરી રાખો. હું હુકમ કરૂં ત્યારે અને ત્યાં હાજર કરજો. જાઓ.

(કેદીઓને લઈને ફતેખાં વગેરે જાય છે.)

## ઔરંગઝેબ

વઝીર ! કેવી નાપાક બેવકુફ ઓરત ! પાક પરવરદિગારના ખુદ રસુલ-હઝરત પયગમ્બર સાહેબે પોતે દુશ્મનને ઝબેહ કરવામાં પાપ ગણ્યું નથી. પણ આ કાફરો શહેનશાહ અકબરના વખતની નરમ રાજનીતિથી બગડી અને ફાટી ગયા છે. એમને ઇસ્લામનો ત્રાસ દેખાડીને પૂરેપૂરા તાબે કરવા જોઇએ. મારીને-ઝબરદસ્તીથી-મુસલમાન બનાવવવાથી પણ લાભ થયા વગર રહેશે નહીં. એ કાફરો એટલા બેવકુફ છે કે એ રીતે ઝબરદસ્તીથી મુસલમાન કરાયેલા પોતાના ભાઇઓનો પણ ત્યાગ કરશે, અને એવી દુષ્ટતા અને હૃદયહીનતા જોશે ત્યારે એ નવા બનેલા મુસલમાનો આપણા દીન તરફ વળી જશે. દુનિયા તમામ બેવકુફીનો અચ્છો ભંડાર છે, પણ આ કાફર હિન્દુઓની બેવકુફીથી તો તોબાહ !

### વઝીર

નામવર શાહ ! આપ ફરમાવો તે તમામ બરાબર છે. આદમની અક્કલને અને કારાને શરીફના કાયદાને અનુકૂળ છે.

### ઔરંગઝેબ

કેવા પડે—
અતિ ગહન વિપદમાં—
અકલ રિપુ વિવશ થતાં અકલ જતા !
વિણ સહાય સમર માંહ્ય ઝટ જિતય શરણ થાય,
પ્રબલ પરમ શાહી,
કરી મુજ અમલ માંહી:
સ્થિર સુહાય ! અચલ કાય ! વિઘ્ન ના જડે !

(બાદશાહ ચાલતા માંડે છે. ચોપદાર નેકી પુકારે છે.)

(જાય છે. પડદો પડે છે.)

---

# પ્રવેશ ૫ મો

(સ્થળ: મુલતાન પાસેનું એક જંગલ. ગુરૂ એક ઝાડ નીચે સુતા છે. એક શીખ પાસે બેસી પંખો કરે છે)

## હરકિસનસિંહ

પ્રભુ! શાને માટે સારાઓને શિર પડે અચાનક
અસહ્ય વિપત્તિઓ?
કરેલ અકાર્ય કશું ન જો—
હોય? ગમ ન પડે!
ભક્તને વિપદ આવે,
તીવ્ર તાપ મહિં તાવે;
પણ તેની હદ કાં ના?
હૈયાં ભેદે, મર્મો છેદે!

પરમાત્મન્! આપની અકળ કળા અમારાથી બિલકુલ જાણી શકાત નથી. આ અમારા દેવ જેવા ગુરૂ-તેના પર કેવી અને કેટલી આફતો અરે! દેવીના અદ્ભુત અગ્નિદાહની વાત સાંભળતાં એવા ધીર પુરૂષનું ધૈર્ય પણ ગળી ગયું અને પોતે છાતીફાટ રોયા! રોયા વગર કેમ રહે વાય? પ્રાણાધિક સતી ગયાં; અને કોમળ કુમારો દુશ્મનના હાથમાં પડયા એટલે એમના જીવવાની પણ બિલકુલ આશા નહીં; આવી આફતોમ એમના જેવાજ જીવી શકે. બીજા કોઇનું ગજું નહિ. પણ પ્રભુ એમના ઉપર આ વિપત્તિઓ શા માટે આવી? અને આટલી બધી કંઇ સમજાતું નથી. એટલું માત્ર સ્પષ્ટ છે કે આ હિન્દ દેશમાં અ આ કાલે જો કોઇ સર્વોપરી વીર હોય તો તે ગુરૂ ગોવિંદસિંહ છે આ સ્થિતિમાં પણ એમના વદન ઉપર જે નૂર ઝળકે છે તેવું મે કદાપિ કોઇ વદન પર જોયુ નથી. અત્યારે અતિશય થાકથી અને અ શાંત એકાંત સ્થાનના પ્રભાવથી જરા નિદ્રિત થયા છે. જાગ્રત કરવાન કશી ઉતાવળ નથી.

* * *

અનોપકુંવર ! રિસાલદાર નિઝામ બેગને ઠાર કરીને તેં પણ મગરૂર થવાય એવું પરાક્રમ બતાવ્યું ! અરે ! પણ અત્યારે તું કેવી સ્થિતિમાં હોઇશ, એ કલ્પી શકતો નથી. બેશક ઓરંગઝેબ તને જીવતી જવા દેશે નહિ તો ખેર, પરલોકમાં—અમર લોકમાં—મારી રાહ જોજે. વહાલી ! મને પણ કોઇ એવો પ્રસંગ મળી જાય તો કેવું સારું ? અનોપ વગર આ ભવાટવીમાં એકલા ભટકવાની મને જરાપણ ઇચ્છા નથી. ખરે ! મરવું સહેલું અને જીવવું મુશ્કેલ લાગે છે તે આવે વખતે ! અને છતાં જેમ ગુરુ પોતાનો કશો વિચાર ન કરતાં કેવળ ખાલસાની ખાતર જીવે છે, તેમ કરવું એ સર્વોપરિ નથી ? બેશક એજ સર્વોપરિ છે. માત્ર હું એવો નિઃસ્વાર્થી અને વીર નથી, તેથીજ મને મરણ વહાલું લાગે છે.

(નબીખાં પ્રવેશ કરે છે.)

## નબીખાં

સિંહસાહેબ, મને ઘોડેસ્વારોનાં પગલાં સંભળાય છે. પીર સાહેબને જગાડશો ?

## હરકિસનસિંહ

નહીં. પીર સાહેબને સૂવા દઇએ. આપણે જે હશે તેમનાં મનનું સમાધાન કરશું.

(મોગલોની એક ટુકડી પ્રવેશ કરે છે.)

## મિયાંમીર

તમે કોણ છો ?

## હરકિસનસિંહ

હું પીર સાહેબનો એક મુરીદ છું.

## મિયાંમીર

કોણ પીરસાહેબ ?

## હરકિસનસિંહ

ઉચના પીરસાહેબ. પેલા સૂતા છે તે.

## મિયાંસાહેબ

પેલા સૂતા છે તે ઉંચના પીરસાહેબ છે ? એમનું નામ ?

## હરકિસનસિંહ

પીરસાહેબનું નામ ? પીર સાહેબના વળી નામ પડતાં હશે ? અમે તો જાણ્યા છે ત્યારથી પીર સાહેબ કહેતા આવ્યા છીએ. નામ કંઇ હશે તો અમે જાણતા નથી.

## મિયાંમીર

મને કંઇ શક પડે છે. તમારો પહેરવેશ મુસલમાની છે, પણ તમારા સ્વરમાં હિન્દુપણું બહાર પડે છે. તમે સાચા મુસલમાન છો એમ સાબીત કરશો ?

## હરકિસનસિંહ

ઘણી ખુશીથી. તમારી સાથે ખાણું લઇએ. તો પછી કંઇ શક રહેશે ?

## મિયાંમીર

બિલકુલ નહિ. પણ પીર સાહેબને પૂછ્યું છે ?

## હરકિસનસિંહ

પીરસાહેબ તો ઓલિયા છે. પીરસાહેબને સ્થૂલ ભોજનની બિલકુલ અપેક્ષા નથી. ચાવલનો એક દાણો એમને તો મહિના સુધી ચાલે છે. પણ અમે બધા તમારી સાથે ખુશીથી જમશું.

( દસ્તરખાન તૈયાર થાય છે. બધા બેસે છે અને ખાય છે.)

## મિયાંમીર

વાહ મિયાં, તમારૂં નામ શું ?

## હરકિસનસિંહ

મારૂં નામ મિયાં હરકિસનઅદલી.

### મિયાંમીર

હરકિસનઅલ્લી! એવું નામ તો કદાપિ સાંભળ્યું નથી. અર્ધ હિન્દુ અને અર્ધ મુસલમાન!

### હરકિસનસિંહ

તેનું કારણ છે, મીરસાહેબ! પ્રથમ હું હિન્દુ હતો. પીર સાહેબની પાસે રહ્યો, અને સુન્નત આપી, ત્યારે તેમણે મારું નામ હરકિસનઅલ્લી પાડી દીધું.

### મિયાંમીર

પીરસાહેબ પણ અજબ ફકીર દેખાય છે. વારુ, બિરાદરોનાં નામ?

### હરકિસનસિંહ

આ ગૃહસ્થો નબીખાં અને ધનીખાં.

### મિયાંમીર

અને પેલા બે?

### હરકિસનસિંહ

પેલા બે? પેલા બે સારા જેવા તાજા મુસલમાન છે. એમનાં નામ રણજીતઅલ્લી અને પર્વતઅલ્લી.

### મિયાંમીર

અલહમ્દુલિલ્લાહ! કાફર પણ કેવા સાચા દીનમાં દાખલ થવા માંડ્યા છે! કેમ, મિયાં હરકિસનઅલ્લી, હવે તો તમે પણ હિન્દુઓને કાફર કહો છો કે નહીં?

### હરકિસનસિંહ

હજારવાર કાફર. પણ મીર સાહેબ, હવે એમના દહાડા પૂરા થયા છે. પેલો ગોવિંદસિંહ આનંદપુરના કિલ્લામાંથી ન્હાસી ગયો છે, તે ઉત્તરમાં છુપાયો છે, અને બાદશાહી ફોજના હાથમાં પકડાયા વગર રહેશે નહીં.

### મિયાંમીર

તમે કેમ જાણ્યું કે ગોવિંદસિંહ ઉત્તરમાં છુપાય છે? અમારી બાતમી તો એવી છે કે તે દક્ષિણમાં છુપાતો છુપાતો પ્રવાસ કરે છે.

### હરકિસનસિંહ

દક્ષિણમાં કોઈ બહાદૂર આમિલની ચોકી છે એમ સાંભળીને તે ઉત્તર તરફ ગયો, એમ કોઈ કહેતું હતું. કેમ નબીખાં?

### નબીખાં

હા, કાલેજ આપણે સાંભળ્યું.

### મિયાંમીર

એમ? ત્યારે શું શિકાર મારા હાથમાં નહીં આવે?

### હરકિસનસિંહ

કાં ન આવે? આપ ઉત્તર તરફ જવાને કયાં શક્તિમાન નથી? ઘોડાઓ મજબુત છે, અને આપ સમર્થ સવાર છો.

### મિયાંમીર

મિયાં હરકિસનઅલ્લી, અમારી આટલી બધી ખબર તમને ક્યાંથી પડી?

### હરકિસનસિંહ

મીર સાહેબને ત્યાં બધી વાતો આવે.

### મિયાંમીર

તો સલામ આલેકુમ, હરકિસનઅલ્લી! મીર સાહેબને જગાડશો કે હું પગે લાગીને દુવા માગી લઉં?

### હરકિસનસિંહ

ઘણી ખુશીથી હું જઈને જગાડું છું.

(હરકિસનસિંહ ગુરૂ પાસે જઈ કાનમાં કંઈ કહે છે. ગુરૂ ધીમે ધીમે જાગી બેઠા થાય છે.)

સિયાંમીર

પીર, સાહેબ પગે લાગું છુ.

ગુરૂ

આબાદ રહો !

સિયાંમીર

આપનું અહેસાન થયુ. પણ મારી એક અરજ છે. કાફર ગોવિંદ-સિંહને હું પકડવા જાઉં છું. આપ દુવા આપો કે મને ફત્તે મળે.

ગુરૂ

ગોવિંદસિંહને હું તારી નજદીકમાં જોઉં છું, બચ્ચા ! પણ તારા હાથમાં તે પકડાશે કે નહીં એ તો જોવો પાક પરવર દિગારનો હુકમ. આદમીની હિકમત અલ્લાહના સંકેતની સામે થઇ શકતી નથી.

સિયાંમીર

અલ્લાહનો સંકેત કાફરને પકડવાનોજ હોવો જોઇએ. પીર સાહેબ, આપ મને દુવા આપવાની મહેરબાની માત્ર કરો. બીજું હું મારી મેળે કરી લઇશ.

ગુરૂ

ફત્તે કરો બચ્ચા.

સિયાંમીર

આમીન ! કોઇવાર ઉચ આવીને હજરતનાં દીદાર કરીશ, હાલ રજા લઉં છુ.

(સિયાંમીર પગે લાગીને જાય છે.)

ગુરૂ

અહા ! ઉચના પીર બનવું પડયું ! અને દુશ્મનને દુવા પણ આપવી પડી ! અરે ! આ શી અવદશા ? અવદશા ? એ નીચ શબ્દ મારા મોઢામાંથી કેમ નીકળ્યો ? માલેક પોતાના સેવકને

કોઇ દશામાં મૂકે તે અવદશા હોય જ નહીં. અવગમન કરનારની અવદશા હોઇ શકે. ઊર્ધ્વગામીની તો દેખીતી અવદશા પણ ઊર્ધ્વજ, હોવી જોઇએ ! હરકિસન !

## હરકિસનસિંહ

આજ્ઞા, ગુરૂ મહારાજ !

## ગુરૂ

જલદી કૂચની તૈયારી કરો. હાલની હરકત ઠીક દૂર થઇ: પણ લગાડવાથી લાભ નથી. સ્થાનકે પહોંચીને મારે અકાલી અખાડાની સ્થાપના કરવાની છે.

## હરકિસનસિંહ

જેવી આજ્ઞા, ગુરૂ મહારાજ !

( ગુરૂ ચારપાઇ પર બેસે છે. મંડળી વિદાય થાય છે. )

---

# પ્રવેશ ૬ ઠ્ઠો

સ્થલ: સરહિન્દમાં બાદશાહી છાવણી.

( એક તૈયાર થતી દિવાલ, ઊંડા ખાડા. એકમાં આગ બળે છે. તેજ-સિંહ અને સત્યસિંહ સિપાઈઓની ચોકી નીચે બેકીઓ સાથે પ્રવેશ કરે છે.)

## સત્યસિંહ

મોટાભાઇ, શું આજેજ આપણે માતાજીને મળી શકશું ? સ્વર્ગમાં શું એ આપણી રાહ જોતા હશે ?

## તેજસિંહ

બેશક. પૃથ્વી પર હતાં ત્યારે આપણી રાહ જોતાં, તો સ્વર્ગના મોક્ષમાં શુ ઓછાં માયાળુ થયાં હશે ? ના, ના, છોટાભાઇ ! ઇશ્વ-રેચ્છા તો આજે જ આપણને માતાજી મળી જશે; અને કદાચ વેદનાથી આપણાં રૂહ મૂર્છિત થયાં હશે, તો ત્રીજે દિવસે જાગશું ત્યારે તો જરૂર. આપણાં આવાસમાં જેમ પ્રભાતમાં ઉઠતાં માતાજીનું દર્શન થતું, તેમ મૃત્યુ નિદ્રામાંથી જાગતાં આપણને એનાં એ દેવીનું દર્શન થશે. છોટાભાઇ, વહાલા આનંદમાં રહે. તને દુઃખના વિચારથી ક્ષોભ તો થતો નથી ? ભય તો લાગતો નથી ?

## સત્યસિંહ

મોટાભાઇ, શું હું નહાનો છું તેથી સિંહ મટી જાઉં ? આપણા બગીચાની અંદર પિંજરે પૂરેલા સિંહ સાવ પશુ છતાં નિર્ભય છે, તો હું કેમ ન હોઉં ?

## તેજસિંહ

ધન્ય છે, મ્હારા ન્હાના સિંહ ! આ લોકમાં જે વાણી આવી ખીલી છે તે પરલોકમાં તો કોણ જાણે કેવી ખીલશે ? અહા !

સ્વર્ગે ચાલો બન્ધુ આજ !
યાત્રા પૂરી આપણી તો થઇ !

આ ભવ સાગર તરી ઉતર્યા;
કિશોર વય મહિં અહીં તહિં ફર્યા:
હવે જવાનું: સુખી થવાનું:
આમીન ! આમીન ! આમીન ! આમીન !

**સત્યસિંહ**

મોટાભાઇ, બ્હેન અનોપકુંવર કેમ દેખાતાં નથી ?

**તેજસિંહ**

આ તે આવે ?

(અનોપકુંવર બેરીયો સાથે પ્રવેશ કરે છે.)

**અનોપકુંવર**

કલ્યાણ થાઓ, વીરાઓ ! ઉત્સાહમાં છો !

**તેજસિંહ**

ભરપૂર !

**અનોપકુંવર**

છોટાભાઇ, માતાજીને વહેલા મળો, તો મારા નમન કહેશો ?

**સત્યસિંહ**

જરૂર કહીશ. પણ બહેન, આપણે સૌ માતાજીને સાથે નહીં મળીએ ?

**અનોપકુંવર**

તમે તો ગુરૂના બાલકો છો. પણ હું એક પાપી, અનિર્મલ, ઓરત છું. મારી સ્થિતિ તમારી સાથે શી રીતે થઇ શકશે ?

**તેજસિંહ**

અહીં જે થઇ શકે છે તે શું ત્યાં નહીં થાય ? ઓ અનોપ-બહેન, પ્રભુના દરબારમાં તો એવા યોગ બનવાની આપણે ખાતરી રાખવી જોઇએ. ખુદ ગ્રન્થ સાહેબ એ પ્રમાણે ફરમાવે છે.

## અનોપકુંવર

અહા ! સનાતન શબ્દ ગુરૂબાલકના દ્વારા બોલી રહ્યાં છે ! ભાઇઓ, તમે સાચું કહો છો. આપણે સૌ માતાજીને સાથેજ મળી શકશું.

## સત્યસિંહ

મને તો ખાતરી છે. અને એક વાત કહું, બહેન ? તમે માનશો ? હું તો માતાજીને કોઇ કોઇ વાર જોઉં છું !

## તેજસિંહ

અને હું પણ !

## અનોપકુંવર

આ ક્ષણે હું પણ—

(ક્ષાથે જોઈ રહે છે. ઔરંગઝેબ પ્રવેશ કરે છે.)

## ઔરંગઝેબ

કેમ રે ? સામે તું શું જોઇ રહી છે ?

## અનોપકુંવર

મારાં દેવીને–માતાજીને–જોઉં છું.

## ઔરંગઝેબ

તારાં માતાજી શું તને પાદશાહના હાથમાંથી બચાવી શકશે ?

## અનોપકુંવર

અવશ્યઃ જરૂર !

## ઔરંગઝેબ

અવશ્ય બચાવી શકશે ? શી રીતે ? મને બતાવ ! તું અત્યારે બંધનમાં છેઃ જોઉં કે તારી માતાજી તને કેમ છોડાવે છે !

### અનોપકુંવર

ઓ શાહ, માતાજી તો મને હમણાં તેડાવી લેશે; અને તમારી પોતાની આંખે એ ચમત્કાર જોશે. પણ મને તમારી દયા આવે છે: જો આખીરતું ભલું ચાહતા હો તો હિન્દુઓ તરફનો આ દ્વેષ છોડી દો, આ સિંહ બાલકોને છૂટાં કરો !

### ઔરંગઝેબ

હાથમાં આવેલાં સર્પનાં બચ્ચાંને હું છોડું ? હમણાંજ તેમને આ દિવાલમાં ચણી લેવામાં આવશે, અને તારી આંખ એ દેખાવ જોશે !

### અનોપકુંવર

મારી આંખ એ દેખાવ હરગીઝ જોશે નહિ.

### ઔરંગઝેબ

કેમ ? શું તું આંખ બંધ કરી રાખીશ ?

### અનોપકુંવર

મારી આંખ તે પહેલાં બળી ભસ્મ થઇ જશે.

### ઔરંગઝેબ

શું તારી પાસે પણ બળી મરવાની હિકમત છે !

### અનોપકુંવર

બળીને મરવાની નહીં પણ બળીને અમર થવાની હિકમત તમારી ઉપર મારાં માતાજીએ મને શીખવી.

### ઔરંગઝેબ

તું દિવાની દેખાય છે. ક્યાં છે તારી માતાજી ? અહીં કે આસ્માનમાં કોઈ છેજ નહીં.

### અનોપકુંવર

ઘુવડ સૂરજને દેખતો નથી, માટે કહે છે કે સૂરજ છેજ નહીં.

## ઔરંગઝેબ

શયતાનઝાદી, હું તારી બરાબર ખબર લઉં છું. સિપાઇઓ ! આ કેદીને આગના ખાડામાં ફેંકી દો. સીધી તે જહન્નમમાં ભલે જાય!

## અનોપકુંવર

ખબરદાર ! પાસે આવશો તો બળી મરશો !

**(અનોપકુંવર આગના ભડકામાં બળી જાય છે. પાદશાહ ચકિત થતો જોઈ રહે છે.)**

## ઔરંગઝેબ

સોભાનઅલ્લાહ ! આ કોઇ જાદુગરણી ઓરત હોવી જોઇએ. (છોકરાઓ તરફ ફરીને) કેમ છોકરાઓ ! તમે પણ આવું કંઇ જાદુ જાણો છો કે ?

## તેજસિંહ

એથી સરસ જાદુ અમે જાણીએ છીએ.

## ઔરંગઝેબ

ઓહો ! ત્યારે તો આસ્માનમાં ઉડી શકતા હશો ?

## તેજસિંહ

અત્યારેજ ઉડીએ છીએ. અમારા દેહ અહીં છે, પણ પ્રાણ આસ્માનમાં છે !

## ઔરંગઝેબ

આસ્માનમાં હશે તો હમણાંજ જહન્નમમાં જશે. આ ખાડાઓ તમારે માટે તૈયાર છે. મુસલમાન થવાનું કબુલ કરો તો હજી તમે બચી શકશો. નહીં તો તમારૂં જીવતર પૂરૂં થયું સમજો.

## તેજસિંહ

અમારૂં જીવતર તો શરૂ રહેવાનું છે. ઓ શાહ ! દેહથી મરવું તે કંઇ મુશ્કેલ નથી. તમે જોશો કે સાચા સિંહ કેવા આનંદથી મરી શકે છે.

### ઔરંગઝેબ

સિપાઇઓ તમારું કામ કરો.

( **સિપાઇઓ કુમારોને** દાટી દે **છે.** :ઉપર **ભીંત** ચણાય **છે.** હિન્દુ પ્રેક્ષકોમાં **હાહાકાર** થાય **છે. સિપાઈઓ તેમને દૂર કરે છે.** )

### ઔરંગઝેબ

(સ્વગત) અરે ! આ શું ? આ મારા હૃદયમાં શું થાય છે ? શું ચોતરફ ચીસો પડે છે ? (પ્રકાશ) અરે ! ચારપાઇ હાજર કરો. મારી તબીયત જરા બગડી આવી છે, એટલે મારાથી ચાલી શકાશે નહીં !

(ચારપાઈ લઈ સેવકો આવે છે.)

(સ્વગત) અફસોસ ! ધૈર્યનો ઢોંગ કરવો, અંદરથી ધાસ્તી લાગે ત્યારે પણ શાન્તિનો દેખાવ રાખવો, એ શહેનશાહોની એક ફરજ છે ! સમશેરની ધાર ઉપર પણ હસતાં હસતાં અને સામર્થ્યના દંભથી ચાલવાનું છે ! અરેરે ! આ તે શાહી કે કમબખ્તી !

(ચારપાઈમાં બેસે છે. સૌ વિદાય થાય છે.)

બીજો અંક **સમાપ્ત**

# અંક ૩ જો

## પ્રવેશ ૧ લો

સ્થલઃ દક્ષિણમાં પાદશાહી છાવણી. ઔરંગઝેબનો તંબુ.
સમયઃ રાત્રિ.

### ઔરંગઝેબ

આદમ બચ્ચાનું આવવું આલમ મહીં છે એકલાં !
એવુંજ મરવાનું–બધું છોડી જવાનું–એકલાં !

અફસોસ ! મારે માટે એ વખત આવી ચૂક્યો. હવે રોજે ક્યામત સુધી કબરમાં સૂઇ રહેવાનું, અને પછી ઇન્સાફ ! ઇન્સાફ ? શું મારી પાસેથી પણ મારાં કર્મનો હિસાબ માગવામાં આવશે ? શું હું મારો હિસાબ બતાવી શકીશ ? મારી શહેનશાહી કશીજ સાથે આવશે નહીં. કોરઆને શરીફ કહે છે કે ખુદાની આંખથી કશું છુપું રહેતું નથી. અરે ! તો મારૂં શું થશે ?

બાવા શાહજહાં, દારા, શુજા, મુરાદ, ફરીદ, કરીમ, કામબક્ષ, એ સૌ શું મારી સામે ફરિયાદ કરશે ? અરે ! ખુદા શું ખરેખર બધું જાણે છે ? હા ! આ મને શું થાય છે ? શું હું–શાહનશાહ આલમગીર એક ગુનેહગારની માફક ધ્રુજું છું !

(ઘુંટણીએ પડે છે.)

ઓ અલ્લાહ પાક પરવરદિગાર ! મને માફ કરો ! હું મારી તમામ ખતા કબુલ કરૂં છું ! આપ રહમના દરિયાવ છો !

(ઉઠી જાગ છે.)

હવે પાક પરવરદિગાર હું નાપાક ઉપર રહમ કરશે— કરશે ? ઉંડી સળગતી આગમાં ફેંકી નહિ દે, તેની શી ખાતરી ?

બચ્ચા આલમગિર! ઝિંદગીને એવે કિનારે તું આવ્યો છે કે જ્યાં પેલી પારની કશીજ વાત જાણ્યા વગર તારે ઝંપલાવવાનું છે. અરે! તારે પણ એક હલકામાં હલકા માણસની માફક મરવાનું આવ્યું છે; અફસોસ!

જોયે। નથી જે રાહ તે રાહે જવાનું એકલાં!
અંધાર હો કે ગાર હો—પન્થી થવાનું એકલાં!

*　　　　*　　　　*

વઝીર અને હકીમ બંને પાસેના તંબુમાં છે, તેમને બોલાવું? મને લાગે છે કે હવે તૈયારી છે; મારો બધો ગર્વ ગળતો જાય છે. હું એક તુચ્છ બિલકુલ અશક્ત આદમી હોઉં, એમ મને લાગે છે.

શું હું એવો છું? હું કેવો છું? ના, ના, એ દર્શન ખોટું. એવો હું નથી!

શું? અકબરશાહની રાજનીતિ કાયમ રાખી હોત તો મારા મરણ વખતે મારી અને હિન્દની સારી સ્થિતિ હોત, એમ? રાજપૂતોને નરમ કર્યા એ શું ખોટું થયું છે? એ નાપાક કાફરો શું દીનના દુશ્મન નથી?

"નથી," એમ કોણ કહે છે? ઓ! એ તેગબહાદુર, અને એ ગોવિંદસિંહના દાટી દીધેલા દીકરા! અને એ બીજા હજારો શીખો! આ હું શું જોઉં છું? મારા મગજને શું થયું છે

શું એ બધા મને ખુની ઠરાવે છે? ઇન્સાફના પેલા આલીશાન સફેદ તખ્તની આગળ શું મારી સામે ફરિયાદ કરે છે?

અને—અરે ગઝબ! આતશની ઉછળતી નદી જેવી અલ્લાહની નજર શું મારા તરફ ઉતરે છે?

(ધુંટણીએ પડે છે.)

ઓ માલેક! બચાવો! બચાવો!

(ફરી ઉભો થાય છે.)

અંગો બધાં ધ્રુજે, અને હેયું ઉભરતું જાય આ,
ઊંડાણમાં—અંધારમાં—રોમાંચ ઊભાં થાય આ!

અલ્લાહ ! બાવા ! છે ખતા–મોટી–ઘણી–મારી, અરે
આ આગ ! ઊંડી આગ ! મારે શું જવાનું ત્યાં ખરે ?

*  *  *  *

અરે હું જીવું છું કે મરી ગયો છું ? મારા પોતાના તંબુમાં છું કે બીજી જહાંમાં ? પેલા ભુત ! આહ ! કેવાં ભયંકર અને ત્રાસદાયક ! મારે તે દૂર કરવાં જોઇએ. જાઓ ! ઓ ભૂતો ! હું શહેનશાહ આલમગીર તમારાથી ડરતો નથી !

શહેનશાહ ? શહેનશાહી થોડા વખતની છે. આલમગીર ? આલમ તો પાછળ રહેશે અને હું જાઉં છું ! ખરેખર ! મેં ઘણાં પાપ કર્યાં છે. પણ એ બધાં એક દિવસ ઝાહેર થશે, એમ મેં બિલકુલ માનેલું નહિ ! બચ્ચા આલમગીર ! તારી હુંશિયારીમાં તું ઠગાયો !

*  *  *  *  *  *

ઓ દુનિયાના રાજાઓ અને પાદશાહો ! તમને ન્હાનપણમાં ખરી વાત કોઇ શીખવતું નથી, અને મરણ વખતે તમને ત્રાસ થાય છે ! ઓ ખુદા ! શું મારી બધી તકસીરનો દોષ મારા ખુશામતખોર સાથીઓ અને દિવાનો ઉપર નથી ? મને કોઇએ આ વાતની યાદ કરેલીજ નહીં !

વઝીર ! હકીમ ! બંને આવો !

(વઝીર અને હકીમ પ્રવેશ કરે છે.)

વઝીર અને હકીમ ! તમે બંને મારા દોસ્ત છો, કે સ્વાર્થી ખુશામતખોર છો ? સાચું બોલો !

**વઝીર**

પાદશાહ સલામતે અમારી ઘણી વાર કસોટી કીધી છે.

**ઔરંગઝેબ**

ખરૂં, પણ હુંશિયાર સ્વાર્થી માણસો ઘણી કસોટીમાંથી પસાર થઇ શકે છે. તમે શું મને ચાહો છો ? મને પોતાને ચાહો છો ?

**હકીમ**

પાદશાહ અમારા માલેક અને અન્નદાતા છે. આપને અમે કેમ ન ચાહીએ ?

### ઔરંગઝેબ

નહીં નહીં ? તમે પાદશાહને ચાહો છો: અન્નદાતાને ચાહો છો: પણ મને પોતાને નહીં ! મને પોતાને ચાહનાર તો દુનિયામાં કોઈ છેજ નહીં. હકીમ ! મને લાગે છે કે મારૂં મરણ પાસે છે. તમે મારી સાથે મરશો ? મારા સોબતી થશો ?

*　　*　　*　　*　　*　　*

હાય ? મારાથી આ ખમાતું નથી ! જીવ ઉંડો ઉતરતો જાય છે. નાડીઓ ખેંચાય છે. આંખે અંધારાં આવે છે. આ ચાલ્યો ! ચાલ્યો ! સલામ, બિરાદરો ! સલામ !

### હકીમ

આપ દવા લેશો ? કદાચ તેથી સારૂં લાગશે.

### ઔરંગઝેબ

હવે દવા ? હું એવો છેક બેવકુફ નથી ! હાય ! બસ થઈ ચુક્યું !

(પડી જાય છે.)

### વઝીર

હકીમ સાહેબ પાદશાહના શ્વાસ છેલ્લા છે. ચાલો આપણે જલદી જઈ બહાદૂરશાહને ખબર આપીએ. એ ગયો પણ આપણે હજી જીવવું છે.

### હકીમ

જીવવું છે અને નવા પાદશાહના વઝીર અને હકીમ થવું છે; અરે માણસ જાત ! ખેર ! ચાલો ભાઈ, તમે વધારે શાણા છો, અહીં રોકાવામાં હવે માલ નથી.

(બન્ને જાય છે. પડદો પડે છે.)

# પ્રવેશ ૨ જો

---

સ્થલઃ આનંદપુરમાં ગુરૂનો આવાસ.
(મુલ્લાંશાહની પાછળ ગુરૂ પ્રવેશ કરે છે.)

### ગુરૂ

આપનાં પાક કદમ મારે ત્યાં થયાં, એ મારૂં અહોભાગ્ય! પધારો! બિરાજો! શી આજ્ઞા છે?

### પીર

બેસ, બચ્ચા–મને ઉપચાર પસંદ નથી.

(ગુરૂ બેસે છે.)

### ગુરૂ

આપે બહુ કૃપા કીધી. શી આજ્ઞા છે?

### પીર

એક કલાકમાં મારૂં મરણ આવશે. તે પહેલાં મારે તને થોડી વાતો કહેવી છે.

### ગુરૂ

એકજ કલાકમાં? તો ફરમાવો; હું સાવધાન છું.

### પીર

તારા પિતાનું ખૂન કરનાર અને તારા કુટુંબની ખ્વારી કરનાર ઓરંગઝેબનું છેવટે મરણ થયું છે. નવા પાદશાહ બહાદુરશાહને હિન્દુઓ તરફ દ્વેષ નથી. મારી તને એવી સલ્લાહ છે કે તું પાદશાહની સાથે સંધિ કર.

### ગુરૂ

સંધિ? પાદશાહની સાથે? શું એ ખુનીની ઓલાદ નથી જનાબ?

### પીર

નહીં, બચ્ચા, આદમના ઓલાદ; અપરાધી તરફનો દ્વેષ તેની ઓલાદ પર ઉતારવો વાજિબ નથી.

### ગુરૂ

આપ ખરૂં ફરમાવો છો, જનાબ. હું ખુશીથી બહાદુરશાહ સાથે સંધિ કરીશ. બીજી આજ્ઞા ?

### પીર

બીજી આજ્ઞા એ કે મારા દેહને દફનાવવો નહીં, પણ બાળી દેવો.

### ગુરૂ

જેવી આજ્ઞા. કારણ સમજાવશો ?

### પીર

ઇસ્લામમાં એવી એક ભૂલભરેલી સમજ પેસી ગઇ છે કે ક્યામતનો દિવસ દૂર છે, અને તે દિવસે માણસ પોતાના જુના શરીર સાથે કબર-માંથી ઉઠે છે.

### ગુરૂ

ત્યારે હકીકત શી છે, હઝરત ?

### પીર

હકીકત એ છે કે માણસનો ઇન્સાફ મરણ પછી તરત થાય છે, અને મરણ પછી ત્રીજેજ દિવસ તે પોતાના રૂહાની શરીરમાં ઉઠે છે.

### ગુરૂ

એ ભૂલભરેલી સમજથી દફન કરવાનો રિવાજ પડ્યો હોય, તોપણ એમાં કંઇ હરકત છે? શું કબર એક સ્મારક નથી?

### પીર

મરેલું સ્મારક તે મરણનું સ્મારક સમજવું. મરેલી વસ્તુઓથી પૃથ્વીને રોકવી એ મિથ્યાભિમાનનું કાર્ય છે. સડતા નિરૂપયોગી દેહને અગ્નિદાહજ ઉચિત છે. તમારા લોકોમાં એ રિવાજ ઉત્તમ છે.

### ગુરૂ

સમજ્યો. બીજી આજ્ઞા ?

### પીર

આ હિન્દને હું મારો સ્વદેશ કહી શકું ? તને કેમ લાગે છે ?

### ગુરૂ

બેશક, આપ કહી શકો. જે દેશમાં આપ વસો છો અને જે દેશને ચાહો છો તે આપનો જ છે.

### પીર

બચ્ચા, મારી જ માફક લાખો મુસલમાનોએ આ દેશને પોતાનો કર્યો છે. તો હવે એ બધાને પારકા ગણવા તમને પરવડશે નહીં.

### ગુરૂ

આપ ખરૂં કહોછો. હવે તો હિન્દુ અને મુસલમાન બંને સંપીને સાથે રહે એવી જ કંઇ યોજના થવી જોઇએ.

### પીર

એવી યોજના જો નહીં થાય, તો દેશની પાદશાહી–ન–હિન્દુ કે ન–મુસલમાન એવા કોઇ ત્રીજાના હાથમાં જશે.

### ગુરૂ

માત પિતાનો આગમ આપે સાંભળ્યો હશે ?

## પીર

સાંભળ્યો છે. પણ હું એથી એ આગળના વખતનો વિચાર કરૂં છું. જ્યાં સુધી હિન્દુ અને મુસલમાન વચ્ચે પરસ્પર સદ્ભાવ નહીં થાય, ત્યાં સુધી ભવિષ્યના ઉદયમાં અનેક અંતરાય આવશે.

## ગુરૂ

તો એ બાબતમાં આપ શું ફરમાવો છો ?

## પીર

તારા ગ્રન્થ સાહેબમાં હું દશેક વાતો કહું તે લખ.

(ગુરૂ હાથમાં નોટબુક અને કલમ લે છે.)

## પીર

પ્રથમ તો બચ્ચા એમ લખ કે પ્રભુ એક છે. હિન્દુઓ જેને ઇશ્વર કહે છે અને ઇસ્લામ જેને અલ્લાહ કહે છે તે એકજ છે. હિન્દુ અને મુસલમાન તેનાં સતાન છે.

## ગુરૂ

લખ્યું, હઝરત.

## પીર

બીજું એમ લખ કે હિન્દુએ મુસલમાની ધર્મનો દ્વેષ ન કરવો અને મુસલમાને હિન્દુ ધર્મનો. દ્વેષ દુષ્ટતાનો કરવો. ધર્મનો નહીં.

## ગુરૂ

લખ્યું, હઝરત.

## પીર

ત્રીજું એમ લખ કે હિન્દ દેશ હિન્દુ અને મુસલમાન બંનેનો છે. દેશની અવદશા થશે તો આલસનો ન્યાયાધીશ બંનેની પાસેથી જવાબ માગશે, માટે દેશની સેવામાં બંનેએ એકત્ર થવું.

### ગુરૂ

લખ્યું, હઝરત.

### પીર

ચોથું એમ લખ કે દુનિયાના પહાડોમાં જે હિમાલયનું સ્થાન છે, તે પ્રજાઓની પંક્તિમાં હિન્દનું થવું જોઇએ.

### ગુરૂ

લખ્યું, હઝરત.

### પીર

પાંચમું એમ લખ કે દેશને એ સ્થાન અપાવવાને દરેક હિન્દુએ અને દરેક મુસલમાને કટિબદ્ધ થવું જોઇએ. માણસ જે પરમાર્થિ હોય તે પરમાર્થિયાની ફરજ અદા કરવી એ દેશના ઉદ્દારનો પહેલો અને સહેલો અને અકસીર ઉપાય છે.

### ગુરૂ

લખ્યું; હઝરત.

### પીર

છઠ્ઠું એમ લખ કે બહારની તમામ ક્રિયાઓ ધર્મનાં માત્ર આચ્છાદન છે. ધર્મનું જીવન સ્નેહના સત્કર્મમાં છે.

### ગુરૂ

લખ્યું; હઝરત.

### પીર

સાતમું એમ લખ કે સારા ધર્મમાં હિન્દુ અને મુસલમાનનો ભેદ રહેશે નહીં. માત્ર સારા અને ખરાબનો રહેશે.

### ગુરૂ

લખ્યું, હઝરત.

## પીર

આઠમું એમ લખ કે ભેદ જવાથી વર્ણસંકર નહીં, પણ વર્ણસમુચ્ચય અને વર્ણવિશોધન થશે. માણસ જાતની ચામડીના રંગ જુજવા રહેશે. પણ પ્રાણનો રંગ કોઈક દિવસ એક–ધવલ–નિર્મળ–થશે; સત્યયુગ ફરીને આવશે.

## ગુરૂ

લખ્યું, હઝરત.

## પીર

નવમું એમ લખ કે માણસો સ્વદેશી માત્ર રહેશે ત્યાંસુધી ટંટા ફિસાદ અને લડાઈઓ રહેશે, સર્વદેશી થશે ત્યારે જ શાન્તિનું સામ્રાજ્ય સ્થપાશે.

## ગુરૂ

લખ્યું, હઝરત.

## પીર

છેલ્લું એમ લખ કે શીખોએ આ સત્યો પોતાનાં હૃદય પર લખવાં; અને જે શીખવા ચાહે તે તમામને શીખવવાં! બ્રહ્મદાનની કોઈને પણ ના પાડવી નહિ.

## ગુરૂ

એ પણ લખ્યું, હઝરત. હવે ?

## પીર

હવે બચ્ચા, મારો પ્રાણ છેલ્લી સફર માટે તૈયાર છે. પાક પરવરદિગારના દિવ્ય દરબારનું તેડું મને આવી ગયું છે; અને હું આનંદમાં ઉડું છું! એક ચટાઇ અંદર બિછાવ. હું પદ્માસનસ્થ થઇ પ્રાણનું વિસર્જન કરૂં! કલ્યાણ!

**(અંદર ચટાઈ બિછાવાય છે. મુલ્લાંશાહ આસનસ્થ થઈ પ્રાણ ત્યાગે છે.)**

### ગુરુ

ગયા મહાત્મા ! યોગી સ્વર્ગે સિધાવ્યા ! મુસલમાનોનું સ્વર્ગ કદાચ નિરાળું હશે, પણ સ્વર્ગ તો હોવુંજ જોઈએ. અહા ! શો એમનો દેશપ્રેમ ! ઓ શીખો ! હંમેશાં આ મહાન સત્યોને માન આપજો અને અનુસરજો ! હરકિશન !

### હરકિશનસિંહ

જી, મહારાજ !

### ગુરુ

ચાલો આપણે મુલ્લાંશાહના દેહનું દહન કરીએ !

(હરકિશન અને બીજા શીખો સૌ ધીમે ધીમે વિદાય થાય છે.)



# પ્રવેશ ૩જો

સ્થળ: લાહોરમાં અમીનાનું મકાન.

## અમીના

અરે ધિક્કાર છે તને ઓ કમબખ્ત દીકરા ! તું એવો વિચાર કેમ કરી શકે છે ? ગુરૂને પ્રતાપે તો તું જીવવા પામ્યો છે. તેનું ખુન કરવું એ મારી નજરમાં અને અલ્લાહની નજરમાં મોટો ગુનોહ છે.

## કરીમબક્ષ

અમ્મા ! ગુનાહ હો અગર ન હો: એ આદમીએ મારા બાવાનું ખુન કર્યું છે એમ જ્યારથી મેં જાણ્યું છે, ત્યારથી તેના ખુન માટે મારૂં ખુન તલસે છે. ઓ અમ્મા, હું મારા બાપનો બેટો છું.

## અમીના

તારા બાપનો બેટો હો તો સમજ કે તારો બહાદુર બાપ કદાપિ નિમકહરામ ન હતો. તેં તો ગુરૂનું નિમક ખાધું છે.

## કરીમબક્ષ

તેં ખવરાવ્યું છે.

## અમીના

હરામખોર ! શયતાન ! તું તારી માને ઠપકો આપતાં શરમાતો નથી ? જાણતો નથી કે તું ગુરૂનો એક વાળ વાંકો કર તે પહેલાં હું પોતે તને ઝબેહ કરવાને શક્તિમાન છું ?

## કરીમબક્ષ

દીકરા ઉપર તારૂં એટલુંજ હેત કે ? શેર અફઘાનની બેગમ થઇને કાફરનો આટલો પક્ષ કરતાં તું શરમાતી નથી ?

## અમીના

બસ કર, ઓ બેવકુફ ! તને ખબર નથી કે તું કોની પાસે શું

(અનોપકુંવર રૂહાની શરીરમાં પ્રગટ થાય છે.)

અહા ! અહા ! હું કોને જોઉં છું ! અનોપ કુંવર !

**રૂહ**

મને સ્પર્શ કરશો નહિ, ઓ વ્હાલા ! પણ હું તમારી અનોપજ છું. તમારી રૂહાની આંખ પ્રભુની દયાથી મને પોતાને નિહાળે છે અને તમારી રૂહાની શ્રુતિ મારો પોતાનો સ્વર સાંભળે છે. ઓ વ્હાલા ! મરણનો દરવાજો ન ઉઘાડવાનો તમારો નિર્ણય જોઈ બધી અમરસેનઃ પ્રસન્ન છે, અને ઓ વ્હાલા, હું ત્યાં સ્વર્ગીય અમૃતસરને કિનારે તમારી રાહ જોઉં છું.

**હરકિસનસિંહ**

અરે ! પ્રભુએ શું મારા પર આટલી બધી કૃપા કરી ? પૃથ્વી લોકમાં દેહ છતાં પરલોકનું દિવ્યદર્શન કરાવ્યું ?

**રૂહ**

પ્રભુ તો નિસ્સીમ કરૂણાના ભવ્ય મહારાજા છે, પણ હું હવે અદૃશ્ય થઇશ, મારા સિંહ, ધૈર્ય રાખજો, અને શૌર્ય દાખજો ! સ્વર્ગમાં તમારે માટે એક મહેલ તૈયાર થવા માંડયો છે, અને તમારી અમર સહચરી ત્યાં બધી તૈયારીઓ કરવાને પહેલેથી પહોંચી ચૂકી છે. તમે ઉલ્લાસમાં રહેજો. માલેકના શબ્દ તરફ હંમેશાં નજર રાખજો. સલામ !

(રૂહ અદૃશ્ય થાય છે. અંતરીક્ષથી વાણી ઉતરે છે.)

ધીરજ ધરને, લૈયા તું મ્હારા !
આત્મ શાશ્વત અમ્મર છે.
દૂર થવાનું અન્ધ નિશાનું. અન્ધ નિશાનું,
અન્ધ નિશાનું હા. !

સ્વર્ગોમાં સ્નેહે ભેટવું !
સ્વામીનો શબ્દ તો સાંભળી માનજો !
દેહી શાશ્વત અમ્મર છે !

નવ કુસુમ નવ મરતું:
પ્રભુ નિકટ ઝટ સરતું.
અયિ હૃદય, ધૃતિ ધર.

દિલ નઝર કર:
વિરલ નરવર:
વિમલ સરવર:
સમીપ સુરજન ભવન ઝળહળતાં!

**હરકિસનસિંહ**

ઓ વ્હાલી, બરાબર છે. બરાબર છે.

(વિચાર કરતો કરતો નિદ્રાવશ થાય છે.)

સમાપ્ત.